॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

ધાર્મિક, માર્મિક, રસમય અને બોધદાયક

( ઉત્તમ ગઝલોનો ભંડાર )

# વસંત-વિહાર

સુંદર ચિત્રો સહિત.


લેખક:-

**વસનજી દયાળજી ગણાત્રા.**

સાંપ્રત નિવાસ: ઢાળની પોળ-અમદાવાદ.



પ્રકાશક:-

**હરિભાઇ દલપતરામ પટેલ.**

શાહપુર વનમાળીવાંકાની પોળ-અમદાવાદ.

સોલ એજન્ટ:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

કીંમત. રૂ. ૨-૮-૦

# પ્રસ્તાવના.

આજનો જમાનો નવીનતાનો છે. વિચારમાં નવીનતા, આચાર-માં નવીનતા, વ્યવહારમાં નવીનતા, ત્યારે કાવ્યમાં નવીનતા કેમ ન હોય ? હેવી નવીના નવા નવા સાજ સજીને સાહિત્યવાટિકામાં પણ વિહાર કરે છે. આજકાલ કરતાં પાંચેક વર્ષ થયાં ગઝલનો ભકાર ગુજરાતી વાંચનના વાતાવરણમાં પોતાની રસ–લહરિયો કંઇક વિશેષ ભાવે રેલા-વવા લાગ્યો છે. તાલ સુર અને લયના મેળવાળી ગઝલો વાંચતાં કે સાંભળતાં નગરમાં કંઇક નવોજ જુસ્સો જાગે છે. કરૂણારસ અને વીર રસની હૃદયવેધક ધારાઓ ગઝલના મર્મભંજક પ્રવાહમાં હૃદય પર જે અસર કરે છે, તેવી બીજાં કાવ્યોથી ભાગ્યેજ થાય છે. તેનાં પ્રબળ પ્રમાણો આજની લોકપ્રિયતાદ્વારા સ્થળે સ્થળે મળી આવે છે. **બાલ, મણિ** અને **કલાપી**ની ગઝલોએ ગુર્જર સાહિત્યનો આ નૂતન પ્રદેશ ઉઘાડ્યો છે, એ નિર્વિવાદ વાત છે; અને એ રસભોગી ત્રિપુટિની શિષ્ય-વૃત્તિ ધારણ કરીને ગુલાબી ગઝલોના ચમનિસ્તાનમાં હાલ અનેક નવાં કવિ બુલબુલો પોતાનો કિન્નર કંઠ છેડીને વસંતનું પંચમ તાન સંભ-ળાવવા લાગ્યાં છે; પરંતુ એ ગત ત્રિપુટિનો સ્વાભાવિક જુસ્સો, તેનો દિવ્ય પ્રતિભા પ્રકાશ, અને હૃદયવેધક ભાવોનું ચિત્ર–અંકન, ઘણાં થોડાં સ્થાનેજ શ્રવણ કે દૃષ્ટિગોચર થાય છે. તેનું કારણ એજ છે કે, આજ-નો કાવ્ય લેખકવર્ગ ફારસી ગઝલોના નિયમોથી પરિપૂર્ણ પરિચિત નથી તેમજ રસની પરિપક્વતા કરવા જેટલી તેમના હૃદયમાં અનુભવ ની ભાવસૃષ્ટિ નથી.

ગઝલો લખવા માટે પ્રથમ તો પોતાનાજ હૃદયને દિવ્ય ભાવનાઓ-માં ન્હવરાવી પ્રણયરસમાં રંગી, અનેક દુઃખાનુભવોમાં તેને રડાવી કાવ્ય સાગરમાં પોતાનાં એ આર્દ્ર હૃદયને ડુબાડી દેવું જોઇએ. આંખમાં આંસુ અને હાથમાં કલમ હોય, ત્યારેજ ભાવ ભરેલી ગઝલ લખી શકાય છે.

ગઝલોના સંબંધમાં આટલો ઉલ્લેખ કર્યા પછી આ ન્હાના સરખા "**ગઝલ–સંગ્રહ**" સંબંધી બે શબ્દો લખીને આ ન્હાના પુસ્તકની ન્હાની પ્રસ્તાવના પૂર્ણ કરીશું.

સદ્‌ગત સાક્ષર **મણિ, બાલ** અને રાજ બુલબુલ **કલાપીની** તારકત્રિપુટિ ગુજરાતીના સાહિત્ય ગગનમાંથી એકાએક અદ્રશ્ય થઇ ગઇ.

ત્યારપછી કેટલોક સમય તો ગઝલનું ગાન પણ તેમની સાથેજ જાણે સતીની પેઠેજ સહગમન કરીને અદ્રશ્ય થઇ ગયું હોય ને, એમ આપણા સંકુચિત ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં તેનું કરૂણ તાન જવલ્લેજ સિતારના રસતારમાં વારંવાર ઝણઝણી ઉઠતા હતા અને સ્મૃતિપટ પર પોતાનાં અલૌકિક ચિત્રો આંકીને પ્રેમ–કરૂણાની છાયા વિસ્તારતા હતા. એ છાયાની સાંધ્ય શાન્તિમાં નીતરતો હૃદયરસ કોઇ કોઇ સમય બ્હાર ઝરવા લાગ્યો. એ રસમાત્ર આત્મસંવેદ્યજ હતો; પરંતુ આત્મા પોતાનાજ અભ્યાસથી પરિતૃપ્ત ન થતાં, પોતાના અભ્યાસી બંધુઓ સાથે હૃદય મેળવી, પોતાનું રૂદન ગાવાને વચ્ચે વચ્ચે આતુર બની જતો હતો. એવા વિરલ પ્રસંગની ઉત્તેજનાથી જે ન્હાની ન્હાની ગઝલો લખાતી, તે ગુજરાતી ભાષાના સુપ્રસિદ્ધ "**ગુજરાતી**" સાપ્તાહિકમાં તેમજ અન્ય પ્રતિષ્ઠિત ગુજરાતી સામાયિક પત્રોમાં પોતાનું સાહિત્યવંદન જાહિર કરવા લાગી. રસગ્રાહી વાંચકવર્ગને હૃદયનો રસપૂરીને લખાયેલી એ ગઝલો પસંદ પડી. ઠેકઠેકાણે તેનાં ગાનનો ધ્વનિ સંભળાવા લાગ્યો; એથી રસવૃત્તિને કંઇક વિશેષ ઉત્તેજન મળ્યું અને પ્રેમી અતિથીઓને માટે પોતાના રંક હૃદયની કંઇક વિશેષ સામગ્રી યથાશક્તિ તૈયાર કરીને તે યથાવકાશ પીરસવા લાગ્યો; ત્યારપછી ઠામ ઠામ ગઝલોની નવી સૃષ્ટિ ઉત્પન્ન થવા લાગી, અને ગુજરાતી કાવ્યની દિશા કંઇક બદલાતી હોય એવો ભાસ થયો.

કાવ્યદેવીના એ નવા આધુનિક વલણને અનુસરીને લખાયેલાં કેટલાંક કાવ્યકુસુમોમાંથી ચુંટી કાઢેલો આ "**ગઝલ સંગ્રહ**" વિજ્ઞ વાંચક બંધુઓની સેવામાં સાદર સ્નેહપૂર્વક સમર્પણ કરવાનો આ

પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થયો છે, તેને માટે પ્રભુનો આભાર.

## [ બીજી આવૃત્તિની પ્રસ્તાવના. ]

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ઘણુંજ ટુંક સમયમાં ખલાસ થઈ ગયેલી છે અને વાંચકોની ઉપરા ઉપરી માગણી હોવાથી બીજી આવૃત્તિ છાપવામાં આવી છે. આ પુસ્તકે જન સમાજમાં કેટલી પ્રિયતા મેળવી છે તે આ ઉપરથી સાબિત થાય છે. પ્રસ્તુત કાવ્યમાં ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર સ્વ. **ટી. જે. પટેલના** હાથે દોરાયેલાં સુંદર ચિત્રો મૂકવામાં આવ્યાં છે. કેટલીક અણધારી અડચણોને લીધે આવૃત્તિ બહાર પાડવામાં ઢીલ થઈ છે. આશા છે કે કદરદાન વાંચકો કાવ્યોની કદર કરશે.

કાવ્યદેવીના દિવ્યદ્વાર સમીપ કરજોડીને ઉભેલો

રંકકિંકર "**વસંત.**"

## અનુક્રમણિકા.

# વસંત વિહાર.

## * દેવી સરસ્વતીનો વિશ્વવિહાર.

( એક બંગ-છંદની છાયા. )

વિશ્વવાટિકામાં વિવિધ વિચિત્ર—
વિસ્તારે શી વિચિત્રરૂપિણી !
પુનિત પ્રકાશ વેરે નીલ-ગગને,
પુલકોદ્‌ગમ કરે કુસુમ-કાનને,
દ્યુલોકે-ભૂલોકે વિલસે ચલચરણેઃ-
ચપલે ! ચંચલગામિની !
સુવર્ણનુપૂર ઝળકે દૂર-આકાશે,
અલક-ગન્ધ વાયુલહરી વિકાસે;
મધુર નન્ય પ્રતિચિત્તે પ્રકાશેઃ-
અગણિત મંજુલરાગિણી !
વિધવિધ વર્ણે વિવિધ સુવર્ણે રત્નખચિત;
વિવિધ છંદે-સુગંધે સંગીત સુ-સજ્જિત
વિવિધગ્રન્થે, અગણિત કંઠે પઠિતઃ-
તવ મહિમા મૃદુભાષિણી !
જગદુપવનમાં, અતિ વિચિત્ર મા !
વિલસી રહી તું વિચિત્રરૂપિણી !

*

* રવીન્દ્રનાથ ટાગોરના એક બંગાળી પદ્યને આધારે

## શારદા–સ્તવનનો ભાવાનુવાદ.

( ગઝલ કવ્વાલી. )

ધવલ પુલમાલ ધરનારી, સ્વજન–કલ્યાણ કરનારી !
  વીણા–વરહંસ–કરધારી, સરસ્વતી ! માત ! હિતકારી.

દિવ્યાંબર શુભ્ર ધાર્યાં છે ! હૃદયપદ્મે પધાર્યાં છે !
  સકલ કાર્યો સુધાર્યાં છે ! નમું જનનિ ! વિજયકારી !

વિરંચી, વિષ્ણુ, શિવ જેવા, સુરાધિપ પણ કરે સેવા;
  પુનિત પદપંકજો એવાં, સદા રહીશું શિરે ધારી.

અધીન કિંકરનું હિત કરજો, મતિની મંદતા હરજો;
  વચન–ચૈતન્ય વિસ્તરજો, ગજાવી બ્રહ્મસીતારી !

*　　*　　*

*　　*

જનની–ચરણે વસી મુક્તિ, જગદ્વ્યાપી મહાશક્તિ !
  ચહે ચિત માત ! તવ ભક્તિ, સદા છાયા શિરે કરજો.

વચન શુભ શુકલ ધારીને, વિજયમંત્રો ઉતારીને;
  હૃદયદેશે પધારીને, જગત્માં ભદ્રતા ભરજો.

વીણા–પુસ્તક ધર્યાં કરમાં, પ્રતિષ્ઠા થાય ઘર–ઘરમાં !
  સકલ જન–[illegible] છો, મા ! શિશુવિનતિ શ્રવણ ધરજો.

પ્રકટી પરબ્રહ્મ—તત્વોએ, અનાદિ શુદ્ધ સત્વોએ;



ધવલ ફુલમાલ ધરનારી, સ્વજન-કલ્યાણ કરનારી !
વીણા-વરદંડ કરવારી, સરસ્વતી ! માત ! હિતકારા.

M. Vadilal & Co., Ahmedabad

સનાતન સુર-મહર્ષિઓ, અમ્હારે દેશ ઉતરજો.

સ્ફટિકમાલા ગળે શોભે ! સુરાધિપનાં હૃદય લોભે !

કમલ-શુભાસને રાજે, *કમલજા-પ્રેમ વિસ્તરજો.

નમું હું બુદ્ધિપ્રદ દેવી ! નિરંતર શ્રીચરણ સેવી;

સફળતા જન્મની લેવી, બીરદ મોંઘાં સફળ કરજો.

ભક્તજન-ભદ્ર ભરનારી, પુનિત પુણ્યો પ્રસવનારી;

શિશુને સહાય્ય કરનારી, સકલ અમ સંકટો હરજો.

*   *   *

*   *

શ્રુતિમહતી, સરસ્વતી મા ! મહીમાં પાથરી મહિમા,-

સુધારસ જ્ઞાન-ગંગાના, કૃપા કરી પીવરાવી જા.

શુભ્રચરિતે ! સુમતિદાતા ! રૂચિ ભરજે વિધાતા મા !

શ્રીગુરૂ, સત્‌શાસ્ત્ર ને હરિમાં, રતિ મ્હારી વધારી જા.

વિકટ વિઘ્નો વિદારીને, સકલ યંત્રો સુધારીને

નવાં ચૈતન્ય પૂરીને, જીવન-કુસુમો ખિલાવી જા.

સ્વજનસેવા સુધાવીને, પ્રણય-રસ પીરસાવીને;

રડંતાને હસાવીને, હૃદય-જ્યોતિ જગાવી જા.

મરંતા માર્ગ ના મૂકું, નીતિપથ ના કદિ ચૂકું,

સ્વજન-સ્મરણો સદા સૂકું, લગન એવી લગાવી જા.

*

# દેવી શારદાનો સીતાર.

અને

# આત્માનો અલખનાદ.

( વસંત-વીણાના હર્ષ નાદ. )

વ્હાલપ વધારતી વસન્તે આજ આવતી !
સૃષ્ટિ-સુરસદન, સુખદ શારદા સુહાવતી !
બ્રહ્માંડને ડોલાવતી, એ વેદવીણા વાગી !
ચૌદ લોક જગાવતી, મા ! સરસ્વતી જાગી !

× × ×

**દેવી સરસ્વતી** જાગી-જગાવી સપ્તલોકને !
**આત્મજ્યોતિઃ** સોહં-સુહાવી વિશ્વચોકને !

× × ×

મહાનિશાના તિમિર-પટલ ભેદતી;
વિશ્વના ઉર ધર્મ-મર્મ વીંઝતી !
મોહ-મદ-માયાનાં પડો કંઈ ઉખેડતી !
દિવ્ય દેવદ્વારને આનંદથી ઉઘાડતી !

સપ્ત-લોક રસતી, સવેગે શી ધસતી,—
નસેનસ નવા નવા ભાવને જગાવતી !
જ્ઞાન-ધૂપે ધમકતી,સૌગંધ-અંગ વેરતી,
અહેતી શી અલૌકિક સીતાર આજ સાજી !

બ્રહ્માંડને ડોલાવતી, વસંત–વીણા વાગી !
ધ્વનિ–પ્રતિધ્વનિ પ્રતિબિમ્બે જગાવતી !
વૃત્તિ, સુષુપ્તિ શાન્ત–શૈયા ત્યજી ઉઠતી;
પ્રસ્ફુટિત કમનિય કુસુમકલી ખિલાવતી !
પ્રેમે પધારી વિશ્વ–વાટિકા સુહાવતી !

નવજીવનરસ ભરતી, મંદ–મૃદુલ પાય ધરતી;
વરપદવી વરતી, ઉતરતી, ઉરદેશમાંથી જાગી !

* * *

ઓ, વાગી ! વિરહઘેલી વસન્તવીણા વાગી !
મન–મુદતી, સુરસદની, રવિ–શશીસુહાસિની!
સુધારસ નિર્ઝરિણી, કલકલ–નિનાદિની!
વિશ્વ–વન–વિલાસિની, નવ વસન્ત કુહૂકિની !
કનકકુટીર સુહાવિની, તન–મન–જનપાવની!
આવી, મનભાવની, પ્રભુ–પ્રેમજ્યોતિ જાગી !

* * *

વાગી ! વાગી ! ! મ્હાલાની વીણા વાગી !
જાગી ! જાગી ! ! મ્હારી સૂતી સુરત જાગી !
લાગી, મ્હને લાગી ! મનમોહન ! લગન લાગી !
ત્યાગી, મ્હેં ત્યાગી ! ભવ–ભવની ભીતિ ત્યાગી !
આજ વાગી વિશ્વવનમાં વસન્તવીણા વાગી !
જાગી ! જગજગવતી, મા ! સરસ્વતી જાગી !

*

## પ્રાતઃકાળની પ્રાર્થના.

( ગઝલ—કવ્વાલી. )

પ્રભુજી ! જન્મના દાતા ! તમે સાચા પિતા માતા;
તમે આશા, તમે ઈચ્છા ! અમારી છો તમે શાતા !
શશી ને સૂર્ય—ગ્રહ—તારા, રચ્યાં બહુ સાળખાં ન્યારાં;
નિયમ બાંધી ચલવનારા, તમે તેના અધિષ્ઠાતા !
તમે ધન—માલ—દોલતમાં, તમે છો સર્વ દેવતમાં;
અમારા સાક્ષી ચેતનમાં, તમે આત્મા તમે જ્ઞાતા !
કરી ફલ—ફૂલની લ્હાણી, રચ્યાં પ્રેમે પવન પાણી;
ઉજાણી માણતાં પ્રાણી. તમારા સર્વ ગુણ ગાતા.
નિરખવાને નયન દીધાં, અટન કરવા ચરણ કીધા;
રટન માટે વદન દીધાં, તમારા સૌ ભજન ગાતા.
વિવિધ સુખ સાધનો ન્યારાં, કરૂણાના પૂર્યા કચારા;
ભુલી ઉપકારને પ્યારા ! બને છે મૂર્ખ મદમાતા
પિતાજી ! બુદ્ધિના દાતા ! કરો કંઈ પ્રેરણા જ્ઞાતા;
તમારા રૂપ ને ધ્યાતા, બને ભક્તો બધા ભ્રાતા.

*

## પ્રેમ પ્રભુની મંગળ પ્રાર્થના.

પ્રેમમૂર્તિ ! પ્રાણપ્રભો ! પ્રણયના પૂજારી !
હૃદયહરણ ! હૃદયનાથ ! છો હૃદય વિહારી ! હૃદય.
આવો ! વ્રજરાજ ! આજ, ઉરનિકુંજ સાજે,
પ્રણયબંસી ગાજે, નામ આપનું પોકારી ! હૃદય.

નીલાંબર જ્યોતિ જડિત, નિજચરણ પ્રસારી;
વ્યાપી રહ્યા વિશ્વનાથ ! વિશ્વદેહ ધારી ! હૃદય.
સૂર્ય મંડલોની રાસ, રસ ભરી જગાવી;
અનંત-લોક સભય ફરે, નિયમિત ગતિ ધારી ! હૃદય.
પ્રસન્ન મુખ છબિ પ્રકાશી, હૃદયકુંજ માંહી !
પ્રેમ પરિપૂર્ણ, મધુર ભાવના પ્રસારી ! હૃદય.
પ્રેમામૃત સતત વહે, પ્રેમી હૃદય માંહી;
વસંત અનુરક્ત બને, મસ્ત અભયધારી ! હૃદય.

## શ્રીગુરૂશરણ મહિમા.

( લાવણી અથવા પદ. )

હું તો પામ્યો અવિચળ ધામ, ત્યારે બીજાથી શું કામ ?
મળ્યા ગુરૂ અજ-અવિનાશી રામ, ગ્રહું શીદ હવે અવરનું નામ ?
સ્વરૂપ પામ્યો, વ્યાધિ વિરામ્યો, જામ્યો ઉર આરામ;
વિષય, સૃષ્ટિ, સુખ તુચ્છ જણાયાં, મન ઉપજ્યો ઉપરામ—હું તો.
જાણ્યું જોયું સઘળું ખોયું, ખોટાં સ્રી-સુખ-ધામ;
અનંત સુખ સાગર સચ્ચિદ્‌ઘન, એકજ ગુરૂ અભિરામ—હું તો.
મોક્ષ મંદિરે મહાલું નિશદિન; આજ પૂર્ણ થઈ હામ;
વમન કર્યું મેં વિષ વિષયોનું, વિશ્વ હવેથી હરામ—હું તો.
કોણ થકાવે પાય ફરીને, પુરી તીર્થ કે ધામ !
બાંહ્ય ગ્રહી શ્રી સદ્‌ગુરૂ નાથે, વસંત આત્મારામ—હું તો.

## પ્રભાતનાં પુષ્પો !

પ્રેમભીની ઉષાના પરિમલ આલોકે ઝરે !
રંગ-રાગ-રસભર્યા પરાગે નવજીવન ઉતરે !
પ્રભુના પરિમલ પ્રકટ ઝરે !
ગ્રહ-નક્ષત્ર-રવિ-ઇન્દુમાં, નીલાકાશ, સરિત, સિન્ધુમાં;
ત્રિલોકમય સૌન્દર્ય-બિન્દુમાં, તવ પ્રતિભા પ્રસરે !
પ્રભુના પરિમલ પુનિત ઝરે !
ખિલી પ્રભાતે પુષ્પપાંદડી, રસ ઝીલી રહી પ્રેમપાંખડી !
આંખડીએ રહી જ્યોતિ જડી, તે સપ્તલોક વિસ્તરે !
પ્રભુના પરિમલ અમિત ઝરે !
સન્ધ્યાભીના ગગનમંડલે, ભૂરાં તિમિર ભર્યાં કમંડલે !
શતદીપદ્યુતિ ચકિત કુણ્ડલે, પ્રભુના પ્રકાશ શા ઉભરે ? !
પરિમલ પ્રણયાંકિત કંઇ ઝરે !
પીતાં ભરી ભરી જામ જીવનની, ઉઠતી લહરી હાસ્ય-રૂદનની !
બક્ષિસ એ તન-મન-ધનની, ! પ્રિય ! વસન્ત શું વિસરે ?
પ્રભુના પરિમલ દિવ્ય ઝરે !

*

## ઈશ્વરને આવ્હાન.

( ગઝલ—કવ્વાલી. )

હમારી જીંદગીનો આપ છો, આધાર હે દેવા !
ઝૂકાવી છે હમારી કિસ્તીને *મજધારમાં દેવા !

---
* મજધાર-સાગર.

હૃદયનો તાર તુટયો છે, હિવસનો દોર ખુટયો છે;
  નિશાનો ઘોર છૂટયો છે, ફર્યું અંધાર હે દેવા!
વિપદના બંધને બાંધી, ચ્હડી છે ચોતરફ આંધી;
  તુટેલા તારને સાંધી, મળો આ વાર હે દેવા!
વિષમ ઝેરી પવન વાયા! લથડતી દીન આ કાયા;
  ભુંસાતી આપની છાયા, કરો ઉદ્ધાર હે દેવા!
ઉગરવાનું નથી બારૂં, નથી કોઇ સાહ્ય કરનારૂં;
  દીઠો છે સ્વાર્થના ઝેરે, ભર્યો સંસાર હે દેવા!
વિપદ્‌ની વાદળી ઘેરી, બજી તોફાનની ભેરી;
  બની છે જીંદગી વેરી, તુટે છે તાર હે દેવા!
તજી સાચો અને સીધો, અમે રસ્તો વિષમ લીધો;
  બુઝાતા દીવડામાં તેલને, સંચાર હે દેવા!
તિમિર સીંચી દિશાઓમાં, ઘુમે નૌકા નિશાઓમાં;
  શિશુ સાથે રીસાઓ માં, કરો ઉદ્ધાર હે દેવા!
બધા સાંધા થયા ઢીલા, નથી કંઈ આંખમાં ચીલા!
  જડીને ધર્મના ખીલા, કરો તૈયાર હે દેવા!
નગારાં મોતનાં વાજે, ચરણમાં આવવા કાજે;
  અમે યમદૂતનો આજે, કર્યો સત્કાર હે દેવા!
પવન તોફાનનો વાયે, કહો શું દીનથી થાયે?
  પળેપળ આગ ઉભરાયે, ન દીઠો સાર હે દેવા!
ન જોઇ જીવતાં શાન્તિ, હરો મરતાં હવે ભ્રાન્તિ;
  મળે વિશ્રાંતિ આખર એ, મહા આભાર હે દેવા!

*

## શ્રીશંકરાવતાર મહિમા.

( ગઝલ—કવ્વાલી )

જગત્ આ હર્ષમાં રાજે, થયો અવતાર શંકરનો !
  ગગન આનંદમાં ગાજે, થયો અવતાર શંકરનો !
બન્યું બ્રહ્માંડ મતવાલું, ઉછાળે જ્ઞાનનું પ્યાલું !
  સ્વરૂપાવંદમાં મ્હાલું, થયો અવતાર શંકરનો.
નગારાં ધર્મનાં ગાજે, સકળ જન શાન્તિમાં સાજે;
  વીણાઓ વેદની વાજે, થયો અવતાર શંકરનો.
સુકૃતને પાળવા માટે, દુરિતને બાળવા માટે;
  પ્રલયને ટાળવા માટે, થયો અવતાર શંકરનો.
વિષયની વાસના કાપી, હૃદયને આસના આપી;
  જગત્‌ની મૂઢતા માપી, થયો અવતાર શંકરનો.
ચ્હડાવી વજ્ર લંગોટી, કસોટી દાખવી મોટી;
  લગાવી બ્રહ્મશું ટોટી, થયો અવતાર શંકરનો.
ઉઠ્યા શ્રી આદિ શિવ ભોળા ! ફુડાવ્યા તેજના ગોળા !
  ચ્હડાવ્યા પાપના ચોળા, થયો અવતાર શંકરનો.
વહે છે બ્રહ્મનાદો જ્યાં, શમે છે સૌ વિવાદો જ્યાં;
  તુટે છે બહુ પ્રમાદો જ્યાં, થતાં અવતાર શંકરનો.
ગજાવ્યું જોરથી બ્રહ્માંડ, તોડ્યું વિશ્વનું કૌભાંડ;
  ફોડ્યું દાંડ—માયા કાંડ, આ અવતાર શંકરનો.
ગયા કાશી અને ઝાંસી, બન્યા સૌ બ્રહ્મપુર વાસી;
  નિવારી મોહની ફાંસી ! થયો અવતાર શંકરનો.
સમાધિ એકયની સાધી, શમાદિ સંપત્તિ લીધી;

નિસરણી મોક્ષની બાંધી, થયો અવતાર શંકરનો.
ડુબાવ્યાં નામ રૂપોને, વિષયના વિષકુપોને;
નમાવ્યા શ્રેષ્ઠ ભૂપોને, થયો અવતાર શંકરનો.
અસ્તિ, ભાતિ અને પ્રિયતા, ત્રિપુટીની બની ઇયતા;
સ્વયં જ્યોતિ સ્ફુરી સત્તા, થયો અવતાર શંકરનો.
અહં બ્રહ્માસ્મિ તત્વમસિની, ઉરમાં સિદ્ધિયો વિકસી;
સ્વરૂપાનુભૂતિ વિલસી, થતાં અવતાર શંકરનો.
નિરવછિન્નાય, મોક્ષપ્રદાય, નમો દેવાય અદ્વૈતાય;
સુરાધિપાય નિત્યા શિવં અસ્તુ શ્રીશંકર નઃ

*

## ગુરૂદેવનો મહિમા.

( ગઝલ. )

પામ્યો શરણ ગુરૂદેવનું, ત્યારે આશ પરની શી કરૂં ?
હું આશ પરની શી કરૂં ? જગપાશ આ શાને ધરૂં ?
નથી દૃષ્ટિએ પડતા મહાન સમર્થ એવા અન્ય ત્યાં;
ગંગાતટે બેસી હવે હું કૂપ ખોદી શું કરૂં ?–પામ્યો૦
આ મોહ–શોક તણા તરંગો દુઃખમય જ્યાં ઉછળે;
એ ક્લેશના આગાર સમ સંસારને હું શું કરૂં ?–પામ્યો૦
ચાહું નિરંતર અંતરે, ગુરૂ ! આપ પદ–સેવા રૂડી;
દર્શન કરી ગુરૂદેવનાં, દીદારથી દિલડે ઠરૂં–પામ્યો૦
લાયક નથી હું પાત્ર ગુરૂજી ! આપ ચરણ પ્રસાદને;
છો આપ તો સિંધુ ક્ષમાના, ત્યાં હવે શાને ડરૂં ?–પામ્યો૦
પતિતપાવન નામ સુણી હું, આપ શરણે આવીઓ;

ઉદ્ધાર કરજો દાસનો, ભવપાર સહેજે ઉતરૂં—પામ્યો૦
પળમાં સફળ આ જન્મ બનશે, જો દયાદષ્ટિ થશે;
વિકસે વસંત કૃપાબળે, ગુરૂમૂર્તિ ને ઉરમાં ધરૂં—પામ્યો૦

*

## ઇશઃ સ્તવન.

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો. )

પ્રભુ ! તમે જીવનપ્રાણ હમારો,
ઉર ભક્તિનાં કિરણો ઉતારો ! પ્રભુ !
મોહ મમતનાં આ માયા મોજામાં, ડુબી રહ્યો હું બિચારો !
કરૂણાસિંધુ હરિ ! કરૂણા કરીને, દાસને પાર ઉતારો ! પ્રભુ !
અજ્ઞાનના અંધાર વિષે વિભુ ! ભૂલ્યો હું નિશ્ચય મારો !
જ્ઞાનનો દીપ પ્રકાશી અંતરમાં, પામર–કિંકર તારો ! પ્રભુ!
સંસાર સુખમાં હું લુબ્ધ બનીને, ઉપકાર ભૂલ્યો તમારો !
દયાસિંધુ પ્રભુ ! મ્હેર કરીને, બાળની સાથી સ્વીકારો ! પ્રભુ!
કામ ક્રોધ ને મદ મોહ મત્સર, લોભ શત્રુઓએ ઘેર્યો !
એ ષડ રિપુનો નાશ કરીને, છોડાવો આ ભવ ફેરો ! પ્રભુ!
કામી, કુકર્મી, અજામિલ તાર્યા, બાળીને પાપનો ભારો !
વાલ્મિક, સુર ને તુલસી ઉગાર્યા, સૂંઢ ગ્રહી ગજ તાર્યો ! પ્રભુ!
માયા ઠગારીની જાળે ફસાઇને, જન્મ ગુમાવ્યો મેં મારો !
અધમોદ્ધારણ ! ભવજલ તારણ ! યમ કિંકરથી ઉગારો ! પ્રભુ!
નાથના નાથ ! અનાથના સ્વામિ ! શરણાંગત પ્રણ પાળો !
કૃપા કરીને આ રંક વસંતના, પાપના પુંજ પ્રજાળો ! પ્રભુ!

*

# શ્રીગુરૂદેવને ચરણે !

( ગઝલ—કવ્વાલી. )

ગુરૂ ! છો દેવ–મહાદેવા ! શરણુનૌકા ઉતારી છે !
ગુરૂજી ! શ્રીચરણસેવા, અમે સ્નેહે સ્વીકારી છે !
વહન મનોવૃત્તિનું વારી, અભ્યંતર મૂર્ત્તિ ઉતારી,
મમત–માયા વિસારીને, શિરે રજરેણુ ધારી છે !
અલખને લક્ષ્યમાં લેવા, સદાયે મસ્ત મન રહેવા;
ચરણરજ મોક્ષના મેવા, સ્વીકારી વૃત્તિ ઠારી છે !
ગુરૂ બ્રહ્મા અને વિષ્ણુ. શ્રીગુરૂ સાક્ષાત શંકર છે;
પ્રભુ શ્રીકૃષ્ણ ને રામે, શ્રીગુરૂમાં સિદ્ધિ ધારી છે !
ગુરૂ છો પ્રેમરસપૂર્તિ, જીવનસંચારિણી સ્ફુર્તિ !
અખંડાનંદની મૂર્તિ, હૃદય–દેશે ઉતારી છે !
પ્રભુ છો શ્રીગુરૂ પોતે, જગાવ્યો જાગતી જ્યોતે !
અભયપદ બ્હાર કોણ ગોતે ? ગુરૂપદ ભીતિહારી છે !
ચરાચર વિશ્વમાં વ્યાપી, ગુરૂજી ! પાપ–દુઃખ કાપી–
અચલ શાન્તિ ઉરે સ્થાપી, બીજે એ કયાં થનારી છે ?
કૃપાધારા નયન ઝરતી, મુખે શ્રીશારદા સરતી;
વિભૂતિ વિશ્વની વરતી, કૃતિ કંઇ દિવ્ય ન્યારી છે !
અચલ વેદાન્ત–સિદ્ધાંતો, ઉકેલી દાખવ્યા લાખો;
પરમ સંતોષ પથરાતો, કથા ઉર–શાન્તિકારી છે !
ગુરૂજી ! જાઉં બલિહારી, જીવન–સર્વસ્વ હઉં વારી;
ઉતારૂં આરતિ પ્યારી, ગુરૂજી જ્ઞાનઝારી છે !

છવાઈ પ્રૌઢતા મહીમાં, ગવાયો વેદમાં મહિમા;
શુરૂની કીર્તિ શાસ્ત્રોમાં, ઋષિ-મુનીએ ઉચ્ચારી છે !
પરમ સુખરૂપ હરિરસમાં, ભનાવ્યો લીન ગોરસમાં;
રસ્યો છે હર્ષ નસનસમાં, ગુરૂ આનંદકારી છે !
ઉછાળી બ્રહ્મરસ-ઉર્મિ, જગાવી દિવ્ય આર્યભૂમિ !
શ્રીગુરૂ સાક્ષાત પ્રભુમૂર્તિ, પથિકને પ્રાણપ્યારી છે !
શલાકા જ્ઞાનની આંજી, દીધું અજ્ઞાન-તમ ગાંજી;
સુધારી રંકની બાજી, સદા લજ્જા વધારી છે !
રહિત છો ભેદ-બુદ્ધિથી, ચથિત છો આત્મશુદ્ધિથી;
શિખાવ્યાં તત્વ શ્રુતિ-સ્મૃતિથી, વચન વેદાન્તવારિ છે !
હૃદયમાં સિદ્ધિયો સ્થાપી, ગગનરૂપે રહ્યા વ્યાપી;
શકે કોણ શક્તિને માપી ? બિચારી બુદ્ધિ હારી છે !
વિમલ છો, નિત્ય-શાશ્વત છો, અચલ અદ્વૈત વિદ્રુત છો;
પ્રબલ રવિરૂપ ઉજ્વલ છો, સકલ આ સૃષ્ટિ તારી છે !
જગતના સાક્ષી-ચેતન છો, હૃદય-શાન્તિનિકેતન છો;
શરણના પ્રાણજીવન છો, સકલ લીલા ત્હમારી છે !
અતિત છો દ્વંદ્વ ને ગુણથી, અભિન્ન જ બ્રહ્મનિર્ગુણથી;
છોડાવ્યા દીનને ઋણથી, કૃપા જગતારનારી છે !
અનન્ય છું આપને શરણે, શ્રીસદ્દગુરૂ નાથને ચરણે;
પરમશાન્તિ વસે સ્મરણે, જીવનનૌકા ઉતારી છે !
વહું ઘેરાં જીવન-ઝરણે, પડી શ્રીસદ્દગુરૂ-ચરણે;
અડગ રહેવું જીવન-મરણે, કૃપા કર્તવ્યકચારી છે !

*

## શ્રી ગુરૂકૃપા પ્રભાવ.

( ત્રોટક. )

ગુરૂદેવ ! તમારે હું ચરણે નમું,
ભવ તાપ નિવારી હું શરણે રમું;
ગુરૂ ! આપ કૃપાના કટાક્ષ બળે,
તન તાપ વિતાપ તમામ ટળે.
પ્રભુ ! આપ પ્રતાપ પ્રસાદ બળે,
મન વાંચ્છિત મોક્ષ નિવાસ મળે,
તનના મનના ધનના વિભવો,
સુખ શાન્તિ તરૂ ગુરૂજી ! ખિલવો.
ઇહલોક અને પરલોક તણા,
ચરણે વસતા સુખ કોષ ઘણા;
ગુરૂ ભક્તિ મનોરથ વૃક્ષ ફળે,
અમીદૃષ્ટિ વડે બધું આવી મળે.
ગુરૂ ! માગુછું એકજ ભક્તિ વૃષા,
પ્રભુ ! યાચુછું આપની પ્રેમસુધા;
કરૂણા જળ સીંચી નિવારો તૃષા,
દૃગ અંજન સારી નિવારો મૃષા.
કરજો કરૂણા ધરજો કરને,
કર ઝાલી ઉગારજો પામરને;
અતિ દીન મતિહીન બાળક આ,
હોય બાળક છે ગુરૂ પાળકના.
બહુ દોષિત મંદ અને નબળા,
ગુરૂદેવ ! કૃપાથી બને સબળા;

## સાખી.

શી આપું ગુરૂ દક્ષિણા, શું છે મ્હારૂં નાથ ?
ભિક્ષુક આપ કૃપા તણો, હું દીન દાસ અનાથ.
શાન્તિ નિકેતન સુરતરૂ, એકજ મુક્તિ ઉપાય;
ભવ તારણ ગુરૂદેવ છો, ફરી ફરી લાગું પાય.
શાલ–તરૂતલ વિરલ જ્યાં, વિશાળ શીતળ છાંય;
શીતળ શશીકિરણો વડે, અંતર શાન્તિ થાય.
બ્રહ્મ મંત્ર શ્રુતિ છંદના, આપ્યા જે ગુરૂદેવ !
અંકાયા અંતર વિષે, ઉર ઉતર્યાં અહમેવ.
ધન્ય ગણું તે પુણ્ય પળ, ધન્ય જીવન મમ નાથ;
ચરણ શરણ આપી પ્રભો ! જે દિન ઝાલ્યો હાથ.
તન–મન અંતર દેશમાં, છાપી સ્વધર્મ છાપ;
સ્મરણ કરૂં ગુરૂદેવનું, જપું નિરંતર જાપ.
તે દિનથી જીવન કુસુમ, ધર્યું ચરણમાં નાથ;
દયા દાન અમી દૃષ્ટિનું, માગું જોડી હાથ.
જીવન ધન તે દિવસથી, આપ તણું ગુરૂદેવ !
હું વિસર્યો છું હુંપણું, એક શિખ્યો છું સેવ.
સેવા ધર્મ નથી પુરો, નથી ગ્રહ્યું કંઇ જ્ઞાન;
ગુરૂપદ રજમાં લોટતાં, ધરૂં નિરંતર ધ્યાન.
શિર પર કર ધરજો ગુરૂ ! દેજો ઉર આશિષ;
સફળ થાય વસંત તે, યાચું નામી શિષ.

*

## ૧૭

# શ્રી ગુરૂચરણમાં પરમ શાન્તિ.

( ગઝલ )

ગુરૂદેવના ચરણો વિના, બીજે હૃદય રમતું નથી;
નર્મદાના તીર વિણ, બીજે મને ગમતું નથી.
મધુર લહરી સમીરની જ્યાં, અષ્ટ પ્રહર રમી રહી;
મૂર્તિ ત્યાં માધવ પ્રભુની, જોઈ ચિત્ત ચળતું નથી.
ધર્મની ચર્ચા સુણીને, નષ્ટ થઇ શંકા બધી;
જ્ઞાનના ભોજન વિના, મન અન્ય કંઇ જમતું નથી.
કૃષ્ણ કીર્તનની ઝડી, જ્યાં જામી રહી છે જોરથી;
એ પ્રેમ મહા સિંધુ વિના, બીજે જીગર ડુબતું નથી.
અષ્ટ સિદ્ધિ હાથ જોડી, આવીને ચરણે ખડી;
ગોવિંદ રૂપ ગુરૂ વિના, મન અન્યમાં ભમતું નથી.
શ્રી ગૌરની લીલા વિલોકી, આપના સહવાસમાં;
ભક્તિ પ્રેમ મહોદધિ વિણ, તમ મન શમતું નથી,
નંત છોડી, સંત સાધુ. ભાવે ભજે ભગવંતને;
એ નાથના ગુંજન વિના, કંઇ ગાન પણ ગમતું નથી.
લાખો કિતાબો જ્ઞાનની, ભૂંસાઇને ભૂલાઇ ગઈ;
આપને ચરણે નમ્યું મન, અન્યને ગમતું નથી.
મધુમાસમાં મધુ મૂર્તિ માધવ, દેવ દષ્ટિમાં વસ્યા;
તૃપ્તિ થઇ આ અંતરે, દુઃખ કોઈ દિલ દમતું નથી.
શીતળ સપાટા શિશિરના, ઉર મંદિરે વહેતા રહ્યા!
ઝેર માયા મોહનું મન, હાલ આચમતું નથી;

## વસંતાગમ !

( ગઝલ ઠેકા )

આ મુકુટ મંજરીના, નવમલ્લિકાની માલા !
તરૂણી નયનવિશાલા, આવી વસંતબાલા !
વિકસીત વિલાસવેશી, સુરબાલિકા સુકેશી;
દિલદાર દિવ્યદેશી ! આવી વસંતબાલા !
મધુમાલતી મધુરી, રસ રોમ રોમ પૂરી;
સજી સ્નેહસાજ શૂરી, આવી વસંતબાલા !
શશિ તારકા રમે છે, શીતળ શિશિર સમે છે;
ઉર ભાવથી નમે છે, આવી વસંતબાલા !
નિરભ્ર ગગનદ્વારે, ધીમે પદે પધારે;
સુખ–સાજને સુધારે, આવી વસંતબાલા !
કોકિલ કુજન સુણાવે, અલિ ગુંજનો ગજાવે;
પ્રભુભક્તિ ભજન ભાવે, આવી વસંતબાલા !
બની સૃષ્ટિ સુરસલીના, સત્કાર સ્નેહભીના–
કરતી ઉભી નવીના ! આવી વસંતબાલા !
આનંદ અમિત આપી, ઉર ખેદ સકળ કાપી;
કેકા કરી કલાપી ! આવી વસંતબાલા !
આનંદ નાચ જોતાં, કંઈ મયુર મયુરીઓનાં;
લ્હાણુંએ સ્નેહભીનાં, આવી વસંતબાલા !
ઉભી દ્વાર દેવીરૂપે, ન્હાતી પરાગધૂપે;
ઉર મર્મને જગાડે ! આવી વસંતબાલા !

*



વિકસીત વિલાસવેશી, સુરબાલિકા સુકેશી:
દિલદાર દિવ્યદેશ ! આવી વસંતબાળા.

RAY & SONS, CALCUTTA

## સ્નેહસિંધુને શરણયાચના.

( ગઝલ-કવ્વાલી. )

શ્રુતીના શબ્દ છે સાચા, હૃદય આધાર છો દેવા !
વદે શું રાંકડી વાચા ? પ્રણય આગાર છો દેવા !
તમે તો આંખના તારા, પ્રભુજી ! પ્રાણથી પ્યારા !
ન રહેશો નાથજી ! ન્યારા, નયન શણગાર છો દેવા !
તમે મારા, તમે પ્યારા, ખરા સ્નેહી તમે મ્હારા;
ઉરે સીંચો અમીધારા, તમે દાતાર છો દેવા !
વિભૂતી વિશ્વની સારી, તમારા નામ પર વારી;
ફરી ફરી જાઉં બલિહારી, તમારા પ્યાર પર દેવા !
અમરપદ આપને ચરણે, અચળ સુખ શ્યામને શરણે;
સ્મરણ રહેજો જીવન મરણે, સુરત-સીતાર છો દેવા !
નયનમણિ નાથ ! નિસ્તારા ! ભીષણ ભૂભાર હરનારા !
જીવન સંચાર કરનારા ! જગતના તાર છો દેવા !
તમે ત્રાતા ! પિતા માતા ! વિધાતા શાન્તિ સુખદાતા !
તમે સ્નેહી સખા ભ્રાતા ! તમે સંસાર છો દેવા !
જીવનની ડૂબતી નૌકા, લથડતી ખાય છે ઝોકાં;
દુરિતના તોડવા ડક્કા, તમે તલવાર છો દેવા !
શિખાવો ભાવ ને ભક્તિ, ઉતારો અંતરે યુક્તિ;
મળો મઝધારમાં મુક્તિ, અસારે સાર છો દેવા !

*

## અલૌકિક પ્રેમમસ્તી.

( ગઝલ—કવ્વાલી )

પૂજેલી પુણ્યના પૂંજે, નિહાળો પ્રેમલીલાને;
મતિ જ્યાં જ્ઞાનની ગુંજે, નિહાળો પ્રેમલીલાને.
પ્રભુએ પ્રેમને રૂપે, ધરે અવતાર ભવકૂપે;
રચે બ્રહ્માંડના માળા, નિહાળો પ્રેમલીલાને.
ધરી બહુ રૂપ દુનિયામાં, સ્ફુરે એ બ્રહ્મ અમ તમમાં;
કરી જેણે વિવિધ રચના, નિહાળો પ્રેમલીલાને.
રવિએ પ્રેમદોરીથી, ગ્રહોના ચક્ર ઘુમાવી;
જગતમાં ચેતના રેડે, નિહાળો પ્રેમલીલાને.
પતિતનો પૂંજ પાવન એ, રસો કેરૂં રસાયન છે;
અમર આત્મા ઉદ્દિપન એ, નિહાળો પ્રેમલીલાને.
અજબ એ વિશ્વની તંત્રી, પિયુષ નિર્વાહિની યંત્રી;
રચે કંઈ રાજને મંત્રી, નિહાળો પ્રેમલીલાને.
અકળ ભવસિંધુની તરણી, ગણી છે સ્વર્ગ નીસરણી;
અમર ને દિવ્ય નિર્ઝરિણી, નિહાળો પ્રેમલીલાને.
ધરી રાખે અધર સહુને, ધરાનું મધ્યબિંદુ એ;
અમૂલો શાન્તિસિંધુ છે, નિહાળો પ્રેમલીલાને.
જગતનું પ્રેમજીવન છે, જીવોનું તેમ ચેતન છે;
હૃદયનું ક્ષેમ વેતન છે, નિહાળો પ્રેમલીલાને.
બધા સંબંધ ને નાતા, પરસ્પર પ્રાણ બંધાતા;

સદા એથીજ સંધાતા, નિહાળો પ્રેમલીલાને.
બન્યાં બ્હેનો અને ભ્રાતા, સુતા કાન્તા પિતા માતા;
બન્યાં કંઇ મિત્ર મદમાતા, નિહાળો પ્રેમલીલાને.
અરે ઓ બેકદર લોકો! અરે! ઓ જીવ દુનિયાના;
જરા આંખો ઉપાડોને, જુઓ આ પ્રેમલીલાને.
કરે ક્રીડા અજબ કેવી! જનો એ પ્રેમને સેવી;
પૂજે છે દેવને દેવી, નિહાળો પ્રેમલીલાને.
ઉખેડે મૂળથી મેરૂ, વિખેરે વજ્ર વાદળને;
ધ્રુજાવે સમ લોકોને, નિહાળો પ્રેમલીલાને.
ધરી અવતાર રાવણનો, ધરાતલને ધ્રુજાવીને;
અજબ મસ્તી મચાવે છે, નિહાળો પ્રેમલીલાને.
બની શ્રીરામ એ પોતે, હણી હાથેથી પોતાને;
લડે મારે રમાડે છે, નિહાળો પ્રેમલીલાને.
રમાડીને રમે જાતે, રમે છે લોક જ્યાં સાતે;
સજે પોતે વિશ્વતાને, નિહાળો પ્રેમલીલાને.
દિવસને રાતમાં રેડે, નિશાને જ્યોતિમાં તેડે;
ઉપાડે સૃષ્ટિઓ કેડે, નિહાળો પ્રેમલીલાને.
સકળ ચૈતન્યને પ્રીતિ, પ્રણય છે બ્રહ્મની જ્યોતિ;
અલખ એ સૃષ્ટિના કુંજે, નિહાળો પ્રેમલીલાને.

*

## આરાધન ઉદ્બોધન.

( ગઝલ—આશા કરો ઇશ્વર—એ લય. )

જાગો ! ઉરે જગદીશ ! જીવનજ્યોતિ જગાવો !
આવો ! ઉરે આનંદના આદેશ ઉઠાવો !
અનેરી મોહરાત્રિનું, ઘનઘોર છવાયું;
સંચારી બ્રહ્મવાટ, અલખમસ્તી મચાવો !
સૂતી હમારી ચેતના, સ્મશાન-શાન્તિમાં;
લગાવી જ્ઞાનદંડ ગેબી ગાન જગાવો !
ધમની અને શિરાતણું, ધીમું પડયું સંગીત;
કળ ફેરવી, સુરતાસીતાર-તાર ચ્હડાવો !
ગભિરી દિવ્ય નેતિ, નયનનુર સૂકાયું;
રસ-સ્નેહ-પૂર પૂરીને, ઉર ભાવ નચાવો !
જડતા-તિમિર છેદતા, રસ-તેજના અંબાર;
ઉડે અનંત ધામમાં, કંઇ એવું બતાવો !
અલેતી આંખ-પાંખડી, પદસ્પર્શી-ઉઘાડી;
ઝાંખી ભરી સ્વરૂપનો, આનંદ અપાવો.
અખંડ જ્ઞાનરશ્મિનો, પ્રકાશ પાથરી;
સ્વ-પરનો ભેદ ભૂલીએ, એ શાસ્ત્ર શિખાવો.
શ્રુતિ સાર સીંચી, સ્મૃતિ-ગતિ સુકાન સુધારી;
આ અખિલ વિશ્વદેહમાં, અભેદ લુટાવો !
વસંત સમીરલહરીથી, સુરલોક સુહાવી;
ૐકાર-પ્રણવગાનમાં બ્રહ્માંડ ઝૂલાવો.

*

૨૩

## આશાભર્યું નવું પ્રભાત.

( ગઝલ કવ્વાલી. )

પથારી પાપની ત્યાગી, પ્રભુજી! આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું.

પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.

વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.

વિસારી કર્મના ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા, પડીને પાય માગું છું.

હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષડ્વિકારોએ;
જગતના વજતારોએ—જડાયો આજ જાગું છું.

બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી! પાય લાગું છું.

ભરો કંઇ ગૂઢ મંત્રોને, રચી કર્ત્તવ્ય તંત્રોને;
હૃદયનાં પ્રેમ યંત્રોને, સજાવો એજ માગું છું.

ભલો-બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગું છું.

*

# ગમે તેવો તમારો છું.

( ગઝલ—કવ્વાલી. )

ભલે, ભૂરો-અધૂરો-પાપમાં, પૂરો તમારો છું.
  ભલે કામી-હરામી-હું, ગમે તેવો તમારો છું.
વિષયની વાસના સેવું, કરૂં છું લાખનું દેવું;
  ગરજનું આ કરજ કેવું, કરી થાતો અકારો છું!
પડયો હું મોહને અંકે, ચડયો છું દંભને ડંકે;
  પલોટયો પાપને પંકે, અધર્મોનો ઉતારો છું.
સદાયે કાપતાં કાચું, ન જોયું વાળીને પાછું;
  ઠગારા રંગમાં રાચું, વચનનો હું વિસારો છું.
કરૂં બકવાદ ભાષણમાં, ધરૂં બહુ ઢોંગ આસનમાં;
  નથી કંઈ રંગ વર્તનમાં, ગપ્પાંનો હું લવારો છું.
પ્રતિજ્ઞાને વિસરવામાં, પરાયા માલ હરવામાં;
  ભૂમિને ભાર કરવામાં, બન્યો મ્હોટો ઠગારો છું.
ન જાણું આ થયું શાને? પ્રભા-ઓજસ્ ગયાં શાને?
  ધરીને દિવ્ય આત્માને, થયો ભૂરા વિકારો છું.
ચહું હું પ્રેમનો પારો, નથી કંઇ ચાલતો ચારો;
  ભર્યા છે દુષ્ટ આચારો, મુખે સારો લવારો છું.
ચલાવો તોપનો મારો, બતાવો રંકને આરો;
  બિરદ પાળી પ્રભો! તારો, હું તો રાહુ સિતારો છું.
તમે છો કલ્પતરૂ જેવા, અખંડાનંદઘન દેવા;
  નિવાજો મોક્ષના મેવા, અકારો હું બિચારો છું.

*

# હૃદયની ચૈતન્યમૂર્તિ.

( ગઝલ–કવ્વાલી )

જીગર ચીરી ભલે, જો ! કોણુ ઉભું છે હૃદયમાં તે;
નહિ જો એ–હૃદય નહિ–ના, હમે જો ના:હૃદયમાં તે.
અજબ છે ખેલ દિલનો આ, ન સમજાંચોય સમજાશે;
બન્યાં જેથી પળ્યાં જેથી, સમાયું છે હૃદયમાં તે.
ખિલેલાં બાગનાં ફુલડાં, પ્રસારે વાસ રસભીની;
વહીને તન–બદનપર, યાદ લાવે છે હૃદયમાં તે.
સિતારા ચંદ કે આફતાબ, ફેંકે રોશની દી—રાત !
બજાને નૂર એકજ એ, જગાડે છે હૃદયમાં તે.
ઉઘડતા ગામ ને કિલ્લા, વનોની વૃક્ષહારોને;
ગિરિ–ગહ્વર–દરેદર ત્યાં, વસેલી છે હૃદયમાં તે.
ખુશાલી આપનારી એ, ખરી ખુશબખ્ત ચીજો જે;
ગુલાબી ગાલની લાલી, ભરેલી લાલમયમાં તે.
ચમન કે બુલબુલો ગુલશન, મહીં જે મ્હેકતાં ફૂલો;
ગુલે રૂખસાર માશુકનાં હસેલી છે હૃદયમાં તે.
ઉછળતું લોહી છાતીમાં, વહે નસ–નાડીયોમાં જે;
ઉઘાડી આંખ જોતાં, આજ દીઠી છે હૃદયમાં તે.
હમારાં અસ્થિ પિંજર, માંસ, મજ્જા–તત્વમાં સઘળે;
બધે બ્રહ્માંડભર જ્યાં ત્યાં, ભરેલી છે હૃદયમાં તે.
કુરાને કે પુરાણે, બાઈબલે કે ઇન્જીલે સઘળે;
મજહબની કુલ કિતાબોનાં, ભરી પૂરી હૃદયમાં તે.

હયાતી-બૂંદમાં પેઠી, બની આધાર દુનિયાનો;
  કયામતની થતાં ઝાંખી, પિછાની છે પ્રલયમાં તે.
જુઓ આ દેહ કે દુનિયાં, ઉભેલી બાલ-બાલે એ;
  ભરેલી સમલોકોમાં, પ્રભુનાચે હૃદયમાં તે.
પુકારે વેદ "तत्त्वमसि", વદીને પાક-મહા વચનો;
  પૂરે છે સાખ તેની લાખ, ભક્તોના હૃદયમાં તે.
ફકીરો, ઓલિયા, મુર્શીદ, પયગંબર અને પીરો;
  તપસ્વી કે યશસ્વી, ધ્યાનમાં મશ્ગુલ હૃદયમાં તે.
सर्वं खल्विदं ब्रह्म, બતાવ્યું આજ અમને કે;
  અમે તે એજ અદ્વૈતે, નહીં બીજા હૃદયમાં તે.
નૂરે-ચશ્મ એ મ્હારૂં, હજારો જાન હો સદકે;
  નસીબી નામ પર વારૂં, ભરૂં-ચાહું હૃદયમાં તે.
પહેરી યાદની કફની, "તુંહિ-તુંહિ" પુકારૂં છું;
  ગુજારૂં જીંદગી ત્હેમાં-ન આવે શે હૃદયમાં તે.
કપાવું જીભ હું આજે, જપે ના રોજ ત્હેને જો;
  કહો શી ? લાજ-वंदेमातरम् કહેતાં હૃદયમાં તે.

*

## વસન્ત કોકિલાને.

( ગઝલ-કવ્વાલી )

પધારો પ્રેમને પગલે, હૃદયનો હાર કોયલડી !
  વધારો હર્ષ મૃદુ ડગલે, જીવન આધાર કોયલડી !

વસંતાનિલ વહે મીઠો, મધુવનમાં મૃદુ મધુરો;
મધુકર આવતાં દીઠો ! મીઠા ટહુકાર કોયલડી !
પુનિત પ્રભુતા સુધા ઝરતા, સુણીને અમરપદ વરતા;
જગત્માં દિવ્યતા ભરતા, સ્વરો સંચાર કોયલડી !
અલેતું ગાન મદમાતું, જગત્ પાવન કરી દેતું;
વહેતું સ્વર્ગ સંચરતું, હૃદય નિરધાર કોયલડી !
ગજાવી જ્ઞાન કુંજનને, જગાવી કર્મ કુંજનને;
ખિલાવી આત્મ ઉપવનને, જીવન સંચાર કોયલડી !
દીપાવો પર્ણકુટી પગલે, ચરણ તુજ ધોઉં દૂધલડે !
નાજુકડાં પ્રેમ પાત્રલડે, પુનિત કર દ્વાર કોયલડી !
ગજાવી તાન પંચમનાં, ભૂલાવી ભાન મમતાનાં;
વિષયવિષ શોષી તન મનનાં, પ્રણય વિસ્તાર કોયલડી !
ઝીલી ગુંજન મધુકરનાં, રેલાવી કૂજન નટવરનાં;
ભજન કરી ભાવે ભૂધરનાં, સુધા વરસાવ કોયલડી !
તરે તું પ્રેમ પાણીમાં, મહોત્સવની ઉજાણીમાં;
ઝરે રસ ત્હારી વાણીમાં, સુધાની ધાર કોયલડી !
લીધો ત્હેં કંઠ કિન્નરનો, પીધો રસ કા'ન બંસરીનો;
લીધો ટહુકાર શંકરનો, કીધો ઉપકાર કોયલડી !
અજબરસ આજ મ્હેં ચાખ્યો, હૃદયસહ ભાવ અહિં દાખ્યો;
પ્રણય મહામંત્ર મુખ ભાખ્યો, ધરી સીતાર કોયલડી!
હજારો વર્ષ તું જીવજે, ગજવજે લોકરસ સ્હેજે;
વસન્તે સત્ કૃપા કરજે, હૃદય શૃંગાર કોયલડી !

*

## આશાભર્યું પ્રભાત.

ઓ વ્હાલાંઓ !
થાળ ભરી સેવાનો ચરણે લાવીએ,
પ્રભુનાં બાળો !
ભાવ ભરી અંતરમાં શરણે આવીએ.

તમ દ્વાર સમીપ હું આવું છું,
મ્હારા ગુરૂના મંત્ર સૂણાવું છું;
ઉભો હું અલખ જગાવું છું,
ઓ વ્હાલાંઓ !

ધરી જન્મ નથી સાર્થક કીધું,
નથી અંતરધન લીધું દીધું;
કરી નિશ્ચય આજે વ્રત લીધું,
ઓ વ્હાલાંઓ !

સુકૃત કરશે વ્રત દીનબંધુ,
ખિલશે ઉજ્વળ ગગને ઇંદુ;
બાંધવડાં તરશે ભવસિંધુ,
ઓ વ્હાલાંઓ !

છે સાક્ષી સૂર્ય શશી તારા,
ખિલશે ફુલડાં મધુરાં પ્યારાં;
પ્રભુ બીરદ નહિ વિસરે મારા,
ઓ વ્હાલાંઓ !

છે ભિક્ષા એકજ પ્રેમ તણી,
નિરખો નજરે મધુરી નમણી;
ઉર ભરશે મારો નાથ ધણી!

ઓ વ્હાલાંઓ!

*

## આત્માનો અનેરો યોગ.

( ગઝલ—કવ્વાલી. )

રગે રગમાં ભરીને રાગ, ઝિલું છું તાન પ્યારાનું;
જલાવી અંતરે ચેરાગ, ધરૂં છું ધ્યાન પ્યારાનું.
નજર જ્યાં જ્યાં ફરે મ્હારી, છબી ત્યાં ત્યાં તરે ત્હારી;
બધું આકાશનું ચક્કર, બન્યું ચોગાન પ્યારાનું.
રળાતો જંગલે જંગલ, જગાવી છે દિલ દંગલ;
મુબારક નામ મંગળ એ, જપું છું પ્રાણ પ્યારાનું.
મધુર કંઇ પક્ષીઓનાં ગીત, મીઠાં સુંદર ખરે સંગીત;
પશુ પ્રાણી પદાર્થે પ્રીત, છે ઉદ્યાન પ્યારાનું.
સમીરની લ્હેરમાં નાચે, રવિના તેજમાં રાચે;
હૃદયની ચક્ષુઓ માંહીં, ભરેલું જ્ઞાન પ્યારાનું.
ચશ્મ જ્યાં જ્યાં ફરે મ્હારી, નિહાળું શ્યામની સ્વારી;
બનાવી સૃષ્ટિની ક્યારી, કરે સૌ પાન પ્યારાનું.
બધું તદ્રુપ ભાસે છે, છતાંયે દૂર નાસે છે;
ઘડી પાસે, ઘડી દૂરે, અજબ છે ભાન પ્યારાનું.

ટળ્યો ભોગી—થયો જોગી, બન્યો છું રાગનો રોગી;
વિયોગી પ્રેમનો યોગી, ગજાવું રાન પ્યારાનું.

ન જનમાં કે રૂચે વનમાં નથી શાન્તિ ભુવન ત્રણમાં;
રટન રેલ્યું રગેરગમાં, નિરંતર નામ પ્યારાનું.

ન રૂચે કંઈ પીવું ખાવું, ન સૂઝે આવવું જાવું;
ઉઠી છે આગ અંતરમાં, ચહું દ્રક્પાન પ્યારાનું.

નજર ઝાંખી બની જોતાં, નથી ઝાંખી થતી રોતાં;
જગતમાં મારતો ગોથાં, ગણું અહેશાન પ્યારાનું.

કહે લોકો પ્રભુ આધીન, ભક્તોને સદા રહેતા;
ખબર લેતા નથી શાને? ગયું કયાં ભાન પ્યારાનું.

ભજું શા ભક્તિના નેમે, અને પૂજું કયા પ્રેમે?
ન જાણ્યું નાથ એ શાને? રહ્યું શું માન પ્યારાનું.

જલાવી દીપ બુદ્ધિનો, ચ્હડાવી ધુપ શુદ્ધિનો;
ઉતારી ભક્તિની આર્તિ, ધરૂં છું ધ્યાન પ્યારાનું.

ચ્હડાવી શીળની શેલી, શિરે ભક્તિ મુકુટ મેલી;
હૃદયરસ રાગને રેલી, કરૂં છું ગાન પ્યારાનું.

ત્યજી સંસાર સુખ સજ્જા, સમર્પી માંસ ને મજ્જા;
લુંટાવી લોકમાં લજ્જા, સજ્યું સન્માન પ્યારાનું.

બિચારૂં પ્રેમઘેલું આ, પ્રણય રંગે રસેલું આ;
ન મળતાં પ્યાર આ બુલબુલ, બને બેજાનપ્યારાનું.

# ધર્મનો વિજય વાવટો.

( ગઝલ-કવ્વાલી. )

સનાતન ધર્મનો ઝુંડો, હમોને પ્રાણ પ્યારો છે;
ઉતાર્યો અંતરે ઉંડો, હમારો ધર્મ ન્યારો છે.
હતા ભોગી અને રોગી, હવે તો ધર્મના યોગી;
યુગો યુગના વિયોગીનો, પ્રભુ ભેટો થનારો છે.
છુટે જ્યાં મોહનો મારો, નથી ત્યાં દુઃખનો આરો;
વૃથા છે અન્ય ઉપચારો, ખરો એ એક ચારો છે.
ચ્હડાવી ધર્મની ઝોળી, વિભૂતિ કર્મની ચોળી;
લગાવી મર્મની ગોળી, ચલાવ્યો એજ મારો છે.
ધખાવી ધર્મની ધુની, બન્યા બકવા ત્યજી મૂની;
બની સુખવાસના સૂની, મળ્યો શાન્તિ કિનારો છે.
કહ્યો બાઇબલ કુરાનોમાં, વખાણ્યો સૌ પુરાણોમાં;
શ્રુતિ પોકારતી કહે છે, બધાને તારનારો છે.
બન્યો એ માર્ગ શ્રેષ્ઠોનો, ભર્યો ભંડાર ઇષ્ટોનો;
હમારો સ્થાન બ્રહ્મોનો, સદાનો એ ઉતારો છે.
ગગન-પાતાળ-જળ-સ્થળમાં, અણુ પરમાણુ-રજકણમાં;
ચરાચર વિશ્વલીલામાં, બધે તેનો પ્રસારો છે.
બનીને બ્રહ્મધ્વનિ પોતે, જગાડે જાગતી જ્યોતે;
વસ્યો છે સૂર્યશશિમાં તે, જગતનો એ સિતારો છે.
ધુમે છે સૂર્ય મંડળમાં, ફરે છે પ્રાણી પુદ્‌ગળમાં;
રહે છે સર્વ જળ-સ્થળમાં, છતાંએ સૌથી ન્યારો છે.
બનીને જ્ઞાનના તારો, પ્રજાળે પાપના ભારો;

પ્રભુના ભક્તને પ્યારો અકર્મીને અકારો છે.
સજીને ધર્મનાં હથિયાર, થયા સંતો હમે તૈયાર;
હવે શા દુશ્મનોના ભાર ? વિજય આજે થનારો છે.
બાણો જ્ઞાનનાં છુટયાં, જગતનાં બંધનો તૂટયાં;
રસાયન પૃથ્વીનાં ખુટયાં, હમારે એજ પારો છે.
હમારા અલ્પ જીવનને, લૂંટાવ્યું ધર્મના નામે;
ઉઘાડી આંખ જોયું તો, અસર તેની વધારે છે.

*

## દુનિયાની ઉલટી બાજી.

( ગઝલ–કવ્વાલી. )

ભલાની એ ભલાઇમાં, ભરી પૂરી બૂરાઇ છે !
બૂરાઇની વડાઇમાં, હમે દીઠી ભલાઇ છે !
કરી દીવાસળી કેવી ? બનાવી દાબડી રૂડી !
ભરી છે આગ ભીતર ને, ઉપર કેવી સફાઈ છે ?
બતાવી ભાવ ઉપરના, બનાવે ખાખ આખર શું ?
ઠગારી મોહની જગની, ખરી દીવાસલાઇ છે !
દુકાળે વાણીને ચાંગા, વિના ભૂખે મરે પશુઓ;
કસાઇની છૂરી કાતિલ, છતાંયે શાન્તિદાઈ છે !
ભલું મરવું ઘડી પળનું, રિબાવું મોતથી બૂરૂં !
અધુરૂં છો ગણે પૂરૂં, જગતને ક્યાં નવાઈ છે !
કહે વ્હાલા અને પ્યારા ! કહે આધાર છો મ્હારા !

ઉપરની એ સફાઈમાં, સરાસર બેવફાઈ છે!
બધા સંબંધ છે વિત્તથી, અહો આદેશ પંડિતથી;
ચહે છે મારવા ચિત્તથી, કહે મ્હોડે કે–"ભાઈ છે"!
ગણે 'મારૂં' અને 'તારૂં' સરે જો સ્વાર્થ તો સારૂં;
ન સરતાં મ્હોં કરે ખારૂં! અહીં એવી સગાઈ છે!
અગ્નિ, સિંધુ, સોમલ, સાપ, ઉપર રાકૂ સુંદર છાપ!
કરે વિશ્વાસ ખાતે થાપ, તેમાં શી નવાઇ છે?
બુઝાતો દિવડો આખર, ભડકતો તેજમાં વધતો;
વધે તે ઝાડની ડાળી, વધી આખર સુકાઇ છે!
તરંગો જોસમાં કૂદે, કિનારો આવતાં પાસે;
વધુ બે ચાર મોજાં કાપતાં, કાંઠે ચ્હડાઇ છે!
મહુ બૂરી દશામાંથી, ફુટે ઉત્કર્ષનાં કિરણો;
થતાં પૂરી વિકટ રાત્રિ, અરૂણની ત્યાં વધાઇ છે!
પછાડો સંગ પથ્થરના, વહેતાં ચીરીને ઝરણું;
સખત આફત સહી લેતાં, હૃદયની આશનાઇ છે!
હજારો દાખલા જોયા, પ્રમાણો શાસ્ત્રના ધોયાં;
છતાં સંશય નહિ ખોયા, ખરેખર એ નવાઈ છે!
ધરીને ધૈર્ય વધવાની, કરે પૂરી હરિ–ઇચ્છા;
ત્યજતાં અંતરે શ્રદ્ધા, બધી આશા હવાઇ છે.
રહે શ્રદ્ધા તપે આશા, મિમાંસા થાય મર્મોની;
જગતમાં જીંદગી ભરની, હમારી એ કમાઈ છે.

*

# અમારી હિંદમાતા તું.

( ગઝલ કવ્વાલી. )

પરમ સુખની વિધાતા તું, અચળ યશ પ્રાપ્ત માતા તું !
હૃદયની ધર્મદાતા તું, હમારી હિંદ માતા તું.
ચરણ પૂજી ત્હને ભજતાં, જગતનાં દુ:ખ–ભય તજતાં;
સદા ભક્તિ ઉરે સજતાં, જપું મુખ "હિંદ માતા તું !"
મણિ—મુક્તા—સુરત્નોથી, રસેલી ઈશ યત્નોથી;
પૂજાયેલી પ્રયત્નોથી, હમારી "હિંદ માતા તું."
બિચારા બાળ બહુ ત્હારા, સહે છે કષ્ટ–અસિધારા.
છતાં ત્હારાજ રહેનારા, કહે છે "હિંદ માતા તું."
નહિ પરના થનારા એ, અધર્મે ના જનારા એ;
રહી નિજ દેશધારાએ, ઉચરતા "હિંદ માતા તું."
ઋષિ, મુનિ, દેવ, ગાંધર્વો, ઉજવતા ઉન્નતિ પર્વો;
વદી મહિમા મુખે ગરવો, કહીને "હિંદ માતા તું."
શિશુ, નર, નારી ગુણ ગાતાં, સહર્ષે આશિષો દેતાં;
વધાવી વારણાં લેતાં, સ્મરતાં "હિંદ માતા તું."
ગુણી–ગુરૂ–વિપ્ર–કે જ્ઞાની, ખરા નિજ દેશ અભિમાની;
ગણી આ જીંદગી ફાની, ભજે છે "હિંદ માતા તું."
સુણી તુજ નામના બોલો, ઉછળતી હર્ષની છોળો;
હૃદયપટ આ થતો મ્હોળો, કહેતાં "હિંદ માતા તું."
ગાતાં મા ! ત્હમારાં ગીત, વહે છે હૃદયમાં રસપ્રીત;
કહો તે શબ્દમાં શી રીત ? વર્ણું "હિંદ માતા તું."

*



મણિ-મુક્તા-સુરત્નોથી, રસેલી ઇશ યત્નોથી;
પૂજાયેલી-પ્રયત્નોથી, હમારી "હિન્દ માતા તું."

M. Vadilal & Co., Ahmedabad.

# ભારતનું વિજયનિશાન.

( ગઝલ—કવ્વાલી. )

હમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું!
ઉઠાવી ધર્મધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું!
ધરી છે શીલની શેલી, ચ્હડાવી જ્ઞાનની કફની:
વિરક્તિ દંડ શિર મેલી, ઝીલીશું તાન ભારતનું.
જલાવી કષ્ટની હોળી, ઉઠાવી ઇષ્ટની ઝોળી:
જમાવી સંતની ટોળી, ભરીશું ભાન ભારતનું.
ગયું જે જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું:
ભુલાયું વિશ્વ આ સઘળું, શિખાયું જ્ઞાન ભારતનું.
ત્યજી છે લોકની લજ્જા, ત્યજી છે શાન્ત સુખસજ્જા:
હમારાં માંસ ને મજ્જા, કર્યું કુરબાન ભારતનું.
નથી ધન માનની ઇચ્છા, નથી સંસારની વાંચ્છા;
નથી સુખભોગ આકાંક્ષા, ચ્હું સન્માન ભારતનું.
હૃદયમાં પ્રેમલય જાગી, સમાધિ લક્ષમાં લાગી:
હમે ત્યાગી-વિરાગી એ, લગાવ્યું ધ્યાન ભારતનું.
નસોમાં લોહી ભારતનું, શરીરમાં અન્ન ભારતનું;
મુખે છે ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું.
હમારા જન્મનું સાર્થક, હમારા મોક્ષની સીડી;
હમારા સ્વર્ગને માટે ચ્હડે વીમાન ભારતનું.
ગગનમાં નાચતો ઝુંડો, જગતમાં વ્યાપતું ચેતન:
જીવનમાં જાગતો આત્મા, વિજય-નિશાન ભારતનું

*

## વેદવાણીનો ઉદ્‌ઘોષ.

( ગઝલ—કવ્વાલી )

વિશ્વ વીણા વિષે વાગી ! હમારી વેદની વાણી !
જીવન જ્યોતિ વિષે જાગી ! હમારા વેદની વાણી !

અનાદિ કાળથી ઉપજી, ગગનને ભેદતી ગાજી !
પ્રભુએ યત્નથી સરજી, અચળ એ વેદની વાણી !

જડયાં છે મૂળ પાતાળે, પતાકા સ્વર્ગમાં ફરકે !
મહા સિંધુ સલિલ ત્યાગી, ઉભી એ વેદની વાણી !

વિકટ સંસારની માયા, ઘુમે અંધારની છાયા !
ત્યજી ત્રિલોકને ભાગી, અડકતા વેદની વાણી !

યતિ બ્રહ્મર્ષિ વનવાસી, મુનીને યોગી સન્યાસી;
ઘણા પાતાળ વાસી પણ, વખાણે વેદની વાણી !

ઋચાથી બ્રહ્મને બોધે, વચન બ્રહ્માન્ડને વીંધે;
રહસ્યો વિશ્વનાં શોધે, સુણો જે વેદની વાણી !

ભર્યો ભંડાર કર્મોનો, કર્યો વિસ્તાર ધર્મોનો;
બતાવ્યા ભક્તિ મર્મોને, ભણાવી વેદની વાણી !

જીવનને ચેતના આપી, જીગરના સંશયો કાપી;
જગતને જીતવા જાગી, જગાડી વેદની વાણી !

*

## અનન્ય ઈશશરણ.

( ગઝલ—સદા સંસારમાં—એ રાગ )

પિતાજી ! આપ વિના, અન્યનો આધાર નથી;
પ્રભુ ! જગબાપ વિના, કોઇની દરકાર નથી.
મેરૂની રજ અને રજનો તમે મેરૂ બનાવો;
ધરો ઉરમાં કરો પળમાં, બીજાથી થનાર નથી.

સાખી.

અકળકળા છે આપની, નિરાકાર સાકાર;
સમર્થ સરજનહાર છો, અવનિના આધાર.
તમે મારો ઉગારો કે, તમે તારો ડુબાવો;
રહે પરને ભરોંસે તે, કદી તરનાર નથી.

સાખી.

રચી જીવનાં ઝુમખાં, યુગમાં ગોઠવનાર;
કુશળ કારીગર તમે, તર્ક—બુદ્ધિથી પાર.
તમે કર્તુમકર્તુમન્યથાકર્તુ, સમર્થ;
હરિ સંકેત વિના પાંદડું હલનાર નથી.

સાખી.

મન માને છે મેં કર્યું, કરનારા કિરતાર;
આપ ન ઇચ્છો અંતરે, તો સૌ વ્યર્થ જનાર.
'કર્યું મ્હારૂં થશે,'—મદ મોહ—ભર્યો જન્તુ કહે;
નથી કરવું તમારે તો, બીજાનો ભાર નથી.

## સાખી.

'હું', મારૂ" મમતા બધી, મિથ્યા દુઃખ ભંડાર;
આપ ચરણરજ સેવતાં, મળે શાન્તિ સુખસાર.
પછાડયા હાથ કર્યો યત્ન, ગયું વ્યર્થ બધું;
हरिरिच्छा बलियसी, બીજો ત્યાં કાર નથી.

## સાખી.

જુઠો જગવ્યવહાર આ, જુઠી જગજન પ્રીત;
સ્વપ્નું સાચું સમજવું, એ તે કયાંની રીત ?
બધું કાચું નહિ રાચું, અહિં મૃગનીર વિષે:
સેવા વિણ સાચું કશુંએ, અહિં તલભાર નથી.

## સાખી.

મમતા તારે બાંધીઓ, સઘળો આ સંસાર;
એ મમતાને કાપતા, તે તરતા ભવપાર.
ગણ્યા મારા, થયા મારા મને તે મારનારા;
ન દીઠા તારનારા, અન્યથી તરનાર નથી.

## સાખી.

પડીને પાર્થિવ પ્રેમમાં, પાપો કર્યાં અપાર;
શિક્ષા કે ભિક્ષા ચહું, આવીને તુજ દ્વાર.
ચ્હડાવો શિખર ઉપર, કે પછાડો ખીણ મહિં,
ચ્હડાવું મસ્તકે ત્યાં, બોલવા અધિકાર નથી.

## સાખી.

ચાહો તો પળમાં તમે, કાપો પાપ અમાપ;
ચાહો તો આપો તમે, બાપ અમોને તાપ.

ભલે મારો, ઉતારો, સાતમા પાતાળ નીચે;
તમારી અવકૃપાને, સાંખવનો તાર નથી.

સાખી.

કર્મો જેવાં અહિં કર્યાં, તેવાં ફળ મળનાર;
કર્માધીન આ જગત્ છે, મિથ્યા કંઇ ન થનાર.
પડયું તે ભોગવ્યું ને–ભોગવીશું ભાવિ બધું;
કદી પડીએ, કદી રડીએ, તેમાં કાંઇ સાર નથી.

સાખી.

કુટિલ કર્મને કાપવા, કરૂણા કર કિરતાર;
કરજોડી ચરણે પડી, વંદું વારંવાર.
ગણી સાચું, પ્રભુ યાચું, કૃપાધન દયાનું,
વાણી વિસ્તારથી પણ, ગુણ તણો કંઇ પાર નથી.

## હમારા દેશને માટે.

ગઝલ–કવ્વાલી )

ફુટયાં આફતાબનાં કિરણો, હમારા દેશને માટે!
છુટયાં છે તેજનાં ઝરણો, હમારા દેશને માટે!
ચમકતી રોશની ગગને, કરે ચમકાર ચડતીના;
ઝરે છે તેજની ધારા, હમારા દેશને માટે
છવાયાં મેઘનાં જુથો હડુકે લોકત્રય ભેદી;
પડે ત્હેના પ્રબળ પડઘા, હમારા દેશને માટે

વળેલી સપ્તરંગી આ, ક્માનો મેઘશર કેરી;
  દીપાવે દિવ્ય એ રેખા, હમારા દેશને માટે.
લહરિયો લ્હેરી ઉપવનમાં, નચાવે પ્રેમપુષ્પોને;
  હસાવે ને ખિલાવે એ, હમારા દેશને માટે.
ઉગ્યાં તરણાં લીલાં કુમળાં, હરિત શૈયા બિછાવી છે;
  સજે છે સાજ ધરતી આ, હમારા દેશને માટે.
ઉભા છે પર્વતો મ્હોટા, ઝુકી ઉત્તંગ સૌ શૃંગો;
  ગગનને ભેદતી ટોચો, હમારા દેશને માટે.
વિવિધરંગી વિહંગમ સૌ, કરે ગાનો મધુર નવલાં;
  રસેલાં પ્રેમભક્તિથી, હમારા દેશને માટે.
ઉઠે છે વેદ ધુઅ કંઇ, સમાધિ યોગની આછી;
  થતી કર્તવ્યની ઝાંખી, હમારા દેશને માટે.
વિહંગો આવજો મળજો, સ્વરોને સાધવા સાથે;
  જગાવો ધુન ભારતની, હમારા દેશને માટે.
ધરીને જન્મ અવનિમાં હમે સિદ્ધાન્ત એ શીખ્યા;
  ધર્યાં છે જન્મ ને મૃત્યુ, હમારા દેશને માટે.
જીવીને સાધશું સેવા, મરીને માગશું સેવા;
  ફરીને જન્મશું દેવા! હમારા દેશને માટે.
નથી સુરલોકની પરવા, નથી કંઇ મોક્ષની વાંચ્છા;
  રહી છે અંતરે ઇચ્છા, હમારા દેશને માટે.
જગતમાં જીવતાં મરતાં, સૂતા કે જાગતાં ફરતાં;
  થજો કુરબાન સઘળું આ, હમારા દેશને માટે.

*

## એક દેશભક્તના ઉદ્દગારો.

( ગઝલ—સદા સંસારમાં—એ રાગ. )

હમારા દેશને માટે ધરી છે દેહ અમે;
અમે તો સાહ્ય થાઓ કે કદી ન થાઓ તમે:—હમારા.

સાખી.

સ્વદેશ મ્હારો ધર્મ છે, સ્વદેશ મ્હારો પ્રાણ;
સ્વદેશ જીવન કર્મ છે, સ્વદેશ સુખની ખાણ.
અમે નિજ ધર્મના સુખ—દુ:ખને સમાન ગણ્યાં;
નથી દરકાર જો એ માર્ગમાં રિપુ લાખ દમે:—હમારા.

સાખી.

સ્વદેશ મ્હારૂં સ્વર્ગ છે, દેશ મોક્ષ સાક્ષાત;
સ્વદેશ મમ સર્વસ્વ છે, સ્વદેશ શક્તિ માત.
નથી કંઈ શ્રેષ્ઠ બીજું, વિશ્વમાં નિજ દેશ થકી;
મરૂં પણ વીસરૂં નહિ માતને હું કોઈ સમે:—હમારા.

સાખી.

જો સેવા નિજ દેશની, જરા બજાવી શકાય;
સંકટ અતિ શોધું ભલે કારાગૃહની માંહ્ય.
જશે આ દેહ તોય, ખાખ તણું રૂપ ધરી;
હમારાં તત્વ બધાં માતને ખોળેજ રમે:—હમારા.

સાખી.

નિર્ધનતા કે દીનતા, વેઠી બધું શકાય;
સ્વદેશની સેવા કદી, ઉરથી ના વિસરાય.
હરિહર આપો જન્મ—જન્મ માતૃભક્તિ મને;
ત્રિવિધ તાપ મ્હારા, માતને ચરણેજ સમે:—હમારા.

*

# *જગદંબા-જન્મભૂમિ.

( લાવણી અથવા સવૈયા એકત્રિસા. )

બ્રાહ્મણ શીર્ષ, બાહુ ક્ષત્રિય, ઉરૂ વૈશ્ય, પાય શુદ્રો જેના;
જય જય! જય જય! ભારત જનની! વેદ સ્તોત્ર ગાયે ત્હેનાં!
નિરાકાર સાકાર બની, તુજ મૂર્તિ ઉર મંદિર હસતી;
દિવ્ય-કિરણ-રેખાએ આંકી, રૂપ-છટા ઘટ ઘટ વસતી!
રટવા નામ મળી છે રસના, આંખો પ્રિય દર્શન કાજે;
તન-મન-ધન સેવાને માટે, ઉઘડી છે આંખો આજે!
કરથી મા! તુજ પૂજન કરીશું, પ્રદક્ષિણા પગથી ફરિશું:
જીવનરસ રેડી સેવામાં, શ્રી-પદ-રજ શિર પર ધરિશું!
પ્રકટ થયા, પોષાયા તુજથી, રોયા, ખેલ્યા, તુજ ખોળે;
વિરામવાને તેમજ માતા! અન્ય સ્થાન તન નહીં ખોળે!
દિવ્ય કલ્પતરૂ જનની જગમાં, વિરાટ તું વ્યાપી સઘળે;
નામ-રૂપનો ભેદ ટળે ત્યાં, મા વિણ અન્ય કશું ન મળે!
ભિન્ન મતિ-રૂચિ-ભેદે જગમાં, વિધ વિધ ધર્મો પ્રસરી રહ્યા!
કાળ, બુદ્ધિ, બળ, શક્તિ શોધે, તે માર્ગે જગ-લોક વહ્યા!
ઉત્પત્તિ, સ્થિતિ, લય કરનારી, શક્તિ-ત્રિપુટી ઇશ તણી;
ત્રિમૂર્તિ રૂપે ત્હેં જગ જનની! અનુપમ સુંદર સૃષ્ટિ ચણી!
તુજમાંથી પ્રકટી એ આજે, સ્થિતિ પોષણ પામે તુજથી!
માટી થઈ મા! તુજમાં મળશે, પ્રલય સમય આ જગ સઘળું!

---

* આ કાવ્યની પ્રથમ બે પંક્તિઓ શ્રીયુત દીવાનાના સ્વાભાવિક ઉદ્‌ગાર રૂપે રચાઇ તે પરથી શ્રીયુત વસન્તે આ સમગ્ર કાવ્ય બનાવ્યું. પ્રકાશક.

મૂળ સર્વનું એકજ છે મા ! આદ્યશક્તિ આધાર ખરી !
થડ, ડાળી, ફળ, સર્વ તમારાં, તુજપદમાં રત ભક્તિ ધરી.
જનકપિતા પ્રભુ, જનનિ તું મા ! અમે સર્વ બાળક ત્હારાં !
માત-પિતાની સેવા કરવા, બંધાયાં ભેગાં-ન્યારાં !
પૂજા-અર્ચા-સેવા કરવી, મૂખ્ય ધર્મ અમ બાળકનો;
એજ માર્ગ ને ભક્તિ ત્હારી, એજ મંત્ર પ્રભુ પાળકનો !
એ ભક્તિનો નાદ ગજાવી, દેવ-ગાન ઋષિયો કરતા;
શાસ્ત્ર, પુરાણ અને દર્શન પણ, એજ ભાવ અંતર ભરતા,
એ વાણી-એ વેદ ગાનમાં ધર્મધ્વનિ ગાજે આજે !
દીન બાળકો યાચે જનનિ ! ત્યાં કંઇ તુજ ગૌરવ ગાજે-પ્રા.

## કાર્યશક્તિનું મહિમ્ન.

( ગઝલ-કવ્વાલી. )

જગાવી દેશ ભક્તિને, વળો ઉદ્યાનમાં બંધુ !
જમાવી કાર્યશક્તિને, પડો મેદાનમાં બંધુ !
હઠાવો પાપ કર્મોને, ઉઠાવો ધર્મ મર્મોને;
સજી વિજ્ઞાન વર્મોને, વધો અવધાનમાં બંધુ !
સુતેલા સિંહના મ્હોમાં, કદી શીકાર નહિ આવે;
બિછાને શું રહ્યા સૂતા, તમે અજ્ઞાનમાં બંધુ !
અવિદ્યાએ ઉખેડયા છે, સનાતન ધર્મના પાયા;
પ્રમાદે મૂળ કાપ્યાં એ, ધરો કંઇ ધ્યાનમાં બંધુ !

છુટે જ્યાં કર્મનાં તીરો, પડે ત્યાં પહાડમાં ચીરો;
સુભટ છો આર્યના વીરો ! વહ્યું શું ભાનમાં બંધુ !
ઉગે નક્ષત્ર ગ્રહ તારા, સિતારા શોભતા સારા;
વિના રવિની પ્રભા ધારા, ડુબ્યું નભ મ્લાનમાં બંધુ !
શશિ–રવિ કાર્યશક્તિની, ભરી જ્યાં પૂર્ણ દીપ્તિ છે;
જગાડે સર્વ સૃષ્ટિને, સદા સન્માનમાં બંધુ !
રઘુવર કાર્યશક્તિએ, હણ્યો આલસ્ય રાવણને;
ધર્યો ઉદ્યમ વિભિષણને, શ્રીલંકા સ્થાનમાં બંધુ !
ઉઠ્યા શ્રીકૃષ્ણ ઉદ્યોગી, હણ્યો છે કંસ ભવ ભોગી;
પ્રમાદી રાક્ષસોની રાહે, કબરસ્તાનમાં બંધુ !
જગત્નો કર્મ છે રાજા, ફરે છે કર્મની માજા;
બજે છે કર્મનાં વાજાં, સદા આ જહાનમાં બંધુ !
ચ્હડયો ઉદ્યોગી બોનાપાર્ટ, પડયો યુરોપ ચત્તો પાટ;
ઘડયા એ વીરતાના ઘાટ, ગજાવ્યા ગાનમાં બંધુ !
શિવાજીનો પડયો પડઘો, થયો મોગલ મણિ અળગો;
જ્યાં મર્દો ભરે મોલો, ક્રિયાના મ્યાનમાં બંધુ !
વિસારી કર્મના ધારા, રહ્યા સન્માર્ગથી ન્યારા;
ભુલી પુરૂષાર્થને પ્યારા ! તણાયા તાનમાં બંધુ !
ઉઠો ઉદ્યોગ અજમાવો, અહો કંઈ કાર્યનો લ્હાવો;
ચુકાવો વખતનો દાવો, વધી વિજ્ઞાનમાં બંધુ !
ઉતારો દોષનો ભારો, ચલાવો કાર્યનો મારો;
દુઃખી સંસારને તારો, સુવિદ્યાદાનમાં બંધુ !

*

## જુઓ કંઈ આંખ ખોલીને!

( ગઝલ—કવ્વાલી )

જનેતા રાંકડી રોતી, ઉગારો આંખ ખોલીને;
 પ્રભુના પ્રેમની જયોતી, પ્રસારો પાંખ ખોલીને.
હતું જે હાથમાં પૂર્વે, સર્યું તે હાથથી સર્વે;
 ગુમાવ્યું કેટલું ગર્વે ? વિચારો આંખ ખોલીને.
સકળ સંસાર સાધનમાં, હતા ગુણવાન ગુણિજનમાં;
 વિલસતા જ્ઞાન અંજનમાં. પ્રચારો આંખ ખોલીને.
ઉપાડયો જે ન ઉપડતો, હજારો રત્નને ઘડતો;
 રહ્યો છે દેશ રડવડતો, વિચારો આંખ ખોલીને.
સજી છે પાપની સજ્જા, લુંટાવી પૂર્વની લજ્જા;
 સમર્પ્યાં માંસને મજ્જા, સુધારો આંખ ખોલીને.
મુક્યા શું બેવફાઈથી ? ઠગાયા શું સફાઈથી ?
 વધ્યા ચોરો સિપાઈથી ? વિચારો આંખ ખોલીને.
કુટિલ કર્મો કરી કુડાં, બન્યા ભૂંડા થકી ભૂંડા;
 ઉતરતા પાપમાં ઉંડા, ઉગારો આંખ ખોલીને.
ગયું કયાં નૂર સૂરજનું ? વહ્યું કયાં નીર પૂર્વજનું ?
 જતું ધન–ધર્મ ધીરજનું, બચાવો આંખ ખોલીને.
હતી જે ગાજતી જગમાં, ધડકતી વિજળી રંગમાં;
 ધ્વજાઓ ફરકતી નગરે, પ્રસારો આંખ ખોલીને.
શ્રુતિના શબ્દ જ્યાં સાજે, વિજયનાં દુંદુભી વાજે;
 ભરો શું અંતરે આજે ? વિકારો આંખ ખોલીને.
ગમે નહિ જ્ઞાનની વાતો, ન સૂઝે સંત સંઘાતો;

વિષમ આ વિષયની વાટો, વિસારો આંખ ખોલીને.
બની કાયર પડયા પાછા, બધા ઉંધા વળ્યા પાસા;
ઉદય કિરણો હવે આછાં, ઉતારો આંખ ખોલીને.
રહ્યો એકે નથી આરો, રડી શું એમ પોકારો ?
કરો શું આમ જન્મારો, અકારો આંખ ખોલીને ?
બતાવ્યું જ્ઞાનના ગ્રંથે, સુણાવ્યું સ્નેહથી સંતે;
હવે કર્તવ્યને પંથે, પધારો આંખ ખોલીને.
ગુમાવ્યું મેળવો પાછું, તમે વર્ચસ્વ પૂર્વજનું;
નવું જીવન હવે આછું, વધારો આંખ ખોલીને.
ગયું તે છો ગયું ભાઇ ! ન રહેવું બેસી પસ્તાઈ;
'ગઈ એ રાતની રાઈ,' વિસારો આંખ ખોલીને.
ભલાઈની ભવાઈમાં, પડયો પૂળો કમાઇમાં;
કરો વીરા ! વડાઇમાં, વધારો આંખ ખોલીને.
ગયા નિજ માર્ગને ભૂલી, બની શક્તિ બધી લૂલી;
પ્રભુને પારણે ઝૂલી, પધારો આંખ ખોલીને.

*

## હિંદની ગ્રહદશા.

### અસ્તાચલ પર સૌભાગ્ય રવિ !

( ગઝલે—હક્કા )

સૌભાગ્યના સીતારા ! એ ક્યાં જતા રહ્યા છે ?
શા હાલ આ અમારા, જગમાં થતા રહ્યા છે ?
શનિયે ઘણા સતાવ્યા; જોશીય જોવરાવ્યા;

પેટે પનોતી લાગ્યા, એ તાવતા રહ્યા છે!
મંગળ થયો શું વેરી? કે રાહુ દશા છે ઘેરી?
આ આધિ છે અનેરી, કાં આપતા રહ્યા છે?
જે દાન આપનારા, દીન કષ્ટ આપનારા;
છે દૂર અન્ન, પાણીના કયાં પતા રહ્યા છે?
જે ચીર હીર નવલાં, પહેરાવતા જગતને;
હા! બાળ કફન તેનાં, આ પ્હેરતા રહ્યા છે!
ફાટે પહાડ ફૂંકે, ચરણે ધરા ધ્રુજાવે;
દાદર દબાવી તેને, ડરકાવતા રહ્યા છે!
અતિથિને ધર્મશાલા, ઘર, મ્હેલ આપનારા;
હા! પારકા પરોણા, ધમકાવતા રહ્યા છે!
ફરકાવી વાવટાને, બ્રહ્માંડ જીતનારા;
ફરતાં નસીબ ચર્ખા, ઘુમાવતા રહ્યા છે!
બાંધી ખડા મિનારા, સુખ સેજમાં સૂનારા;
ભૂમિ તણા બિછાનાં, ના પામતા રહ્યા છે!
લઇને પ્રચંડ દીક્ષા, જગને બતાવી શિક્ષા;
ઘર ઘર દયાની ભિક્ષા, એ માગતા રહ્યા છે!
સરહિંદની ધરામાં, જેનાં હતાં ન નામાં;
ઘનઘોર આંખ સ્હામા, ફરકાવતા રહ્યા છે!
હા! હિંદનાં ઘરેણાં, સહે છે અનેક મ્હેણાં;
નીચાં નમાવી નેણાં, જખ મારતા રહ્યા છે!
કોને કહી સુણાવે, આ દુઃખ દર્દ જૂનાં?
સમણાંય આજ સૂનાં, અહિં આવતાં રહ્યાં છે!

*

# મિત્રના વેષમાં શત્રુ.

( ગઝલ–કવ્વાલી. )

ન જાણ્યા ભેદ કહિયે જે, ત્હમારા દિલ મહિં ડોલે !
ન આણ્યાં ખેદનાં આંસુ, ચ્હડાવી જુલ્મ હિંડોળે.
હસ્યા આનંદથી જ્યારે, અમે વ્યાધી સહી રોયા;
હમારા મોતમાં આજે, ચ્હડ્યો શો રંગ તમ ડોળે ?
લગાવ્યા છાતીયે પહેલાં, કહ્યા મીઠું વદી "મ્હારા;"
હજારો ત્યાં દીધાં વચનો, ન પાળ્યો એક પણ કોલે !
દબાવી છાતીયે છાતી, હવે શાને છરી કહાડી ?
બનીને બેવફા આજે, અમારાં કાળજાં છોલે !
હતી હીરા તણી માળા, મનોહર ડોકમાં ઝૂલી;
જુલ્મની વાંસળી વાગી, બનીને નાગ શું રોલે !
ભર્યો પ્યાલો પિયુષનો તે, જહર શાને ભરે આજે ?
જલાવી તન બદન ભૂંડા ! જીગરની ખાખ શું ચોળે ?
થશો જો આગ તો સ્હામે, તમોને આગ મળવાની;
થશે શું કાળજું ટ્હાડું, ત્હમારૂં આગને સોલે ?
કહે છે ન્યાય કુદરતનો, કે, ઠરશે ઠારનારા સૌ;
તમે બાળો બની જાલિમ, પછી શું પાપ નહિ બાળે ?
હજારો રાત વાતોમાં, ગુમાવી ઘાત કરનારા !
નહિ શયતાન પણ આવે, કદિ તમ જુલ્મને તોલે.
કર્યા જેણે વડા ત્હેની, વડાઇને પિછાનો કંઇ;
બની પેદા હવે આજે, પ્રભુનું નામ શું બોળે ?

*

## દેખાડશો ક્યારે ?

( ગઝલ–કવ્વાલી. )

અમૂલા ધર્મ પૂર્વજના ધરી દેખાડશો ક્યારે ?
પરાક્રમ વીર તનુજોનાં, કરી દેખાડશો ક્યારે ?
હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડ્યા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?
કહો છો વીરપુત્રો છો, કહો છો ' સૌ સુપુત્રો છે; '
બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?
ત્રષીઓ યજ્ઞવેદીમાં, ધૂનીને ધમધમાવીને;
જગત્ પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?
હતા દાનેશ્વરી પૂરા, કરણને પાર્થ સમ શૂરા;
ચળકતા હિંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?
હમેશાં દેશહિત ચ્હાતા, હૃદયના નીરમાં ન્હાતા;
મહા બળવાન ગુણજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ?
સમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા;
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?
ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા;
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી રામ રણધીરા, ભરત જેવા અચળ વીરા;
ભક્ત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રીકૃષ્ણજી સ્વામી;
વિદુર–ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો ક્યારે ?
પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાનાં કષ્ટ હરનારા;

કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો ક્યારે ?
કર્યાં જે તેમણે કામો, ઉઘાડયાં સ્વર્ગનાં ધામો;
તમે પણ એ સમાં નામો, ફરી દેખાડશો ક્યારે !
સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા,–
દિવસ અતિ ઉજળા એવા, હરિ દેખાડશો ક્યારે ?

*

## સ્વદેશ અને સ્વદેશી.

( ભૈરવી. )

હમારૂં તે સારૂં, બીજાનું નઠારૂં;
કદી પારકું ના હમારૂં થનારૂં–હમારૂં૦
ભલે હોય કાળું કુરૂપું કે સાદું;
સદાયે હમે તો હમારૂં સ્વીકાર્યું–હમારૂં૦
ભલે હોય સારૂં રૂપાળું બીજાનું !
કદી પારકું નહિ અમારૂં થનારૂં–હમારૂં૦
રૂડું પારકું બાળ ખોળે રમાડયું;
મીઠાં ચુંબનોથી કદી ઉર ઠાર્યું;
ગણે અંતરે કો કહિ પ્રાણપ્યારૂં,
તથાપિ પરાયું નહિ ત્હારૂં થનારૂં–હમારૂં૦
રૂપે પારકી નારીમાં મન લોભાયું;
પછી મોહપાસે પોતાનું ગુમાવ્યું;
કહે સારી સૃષ્ટિ વગાડી નગારૂં,
બીજાનું તે બીજાનું–અમારૂં તે અમારૂં–હમારૂં૦

*

## ગયા તે તો સદા માટે.

( ગઝલ–કવ્વાલી. )

હમારા દેશના વીરા, ગયા તે તો સદા માટે !
  પુરાણા હિંદના હીરા ! ગયા તે તો સદા માટે !
દિશાઓ હાકથી ગાજે, નસોમાં વીરતા વાજે;
  નિરખતાં દેવ પણ લાજે, ગયા તે તો સદા માટે.
પ્રજાનાં પાપ ધોવાને, અવરનાં આંસુ લ્હોવાને;
  ઘવાતા ઘા રૂઝવવાને, ગયા તે તો સદા માટે.
સહો છો સ્નાયુના લકવા, કરો છો બહુ મુખે બકવા;
  દવા તો લેશ લીધી ના ! ગયા તે તો સદા માટે !
બહુ નાના બન્યા મોટા, તમે મોટા થયા ખોટા !
  ગળે જે સ્વાર્થના ગોટા, ગયા તે તો સદા માટે.
શરીર છે પાણી પરપોટો, ધરો શું મોહ મન મ્હોટો ?
  ખલકમાં શો પડયો તોટો ? ગયા તે તો સદા માટે.
બન્યા છો સર્વથી છોટા, રહ્યા નહિ દોરીને લોટા !
  ગુમાવ્યા વીરનર મોટા, ગયા તે તો સદા માટે.
ધર્યું પૂર્વે પ્રબળ બહુએ, ડુબાવ્યું આજ તે સહુએ !
  ફરો શું દર્દ દિલ સહેતાં ? ગયા તે તો સદા માટે !
જીગરના ઘા બહુ ખાધા, મલમપટ્ટા નથી કીધા;
  હતાં જે સાધનો સીધાં, ગયા તે તો સદા માટે.
બહુ ખાધું અને પીધું ! બહુ લીધું અને દીધું !
  છતાં ના કંઈ કર્યું સીધું ! ગયા તે તો સદા માટે !
ઉછાળો શબ્દનાં મોજાં, પળાવો આંગણે રોજાં !

ઉઠાવો કર્મના બોજા! ગયા તે તો સદા માટે.
હજારો આફતો વેઠી, વિપત્તિ મૂળમાં પેઠી;
પડી સૌ શક્તિયો હેઠી ગયા તે તો સદા માટે.
પનોતી લોહની લાગી, હૃદયની ભવ્યતા ભાગી;
સ્વધર્મી મર્મ અનુરાગી ગયા તે તો સદા માટે.
ચ્હડયા છો પાપને ચીલે! પડયા છો કાર્યમાં ઢીલે!
જડયા છો બંધને ખીલે! ગયા તે તો સદા માટે.
સફલતા સત્ય ચૂકો છો, ઉદયનો માર્ગ મૂકો છો;
વચન પર શીદ થુંકો છો! ગયા તે તો સદા માટે.
વચન કાજે જીવન દેતા, પ્રતિજ્ઞા કાજ સહુ સહેતા;
વડાઈનાં વચન કહેતા, ગયા તે તો સદા માટે.
બહુ ગાયું અને રોયું, ખવાયું તે બધું ખોયું!
સુધાર્યું કામ ના એકે! ગયા તે તો સદા માટે.
ગુમાવી હાથથી બાજી, ન રાખ્યા ઈશને રાજી;
જનેતા રાંકડી લાજી! ગયા તે તો સદા માટે.
ગજાવીને ત્રણે લોકો, શમાવે સ્નેહના શોકો;
પડાવી દુષ્ટને પોકો! ગયા તે તો સદા માટે.
ખુશીથી ઝેરને ફાકી, ન રાખ્યું કંઈ હવે બાકી;
બન્યા પૂરા બગદ ખાખી! ગયા તે તો સદા માટે.
ઉડાવી ખાકના ગોળા, જમાવો સંતનાં ટોળાં;
રઝળતા રંક થઈ રોળાં, ગયા તે તો સદા માટે.
ગયા તે શું નહિ આવે? ફરી નિજ દર્પ બતલાવે?
જલાવે શું જીગર હાવે? ગયા તે તો સદા માટે!

*

## હવે તો આંખ ઉઘાડો !

( ગઝલ—કવ્વાલી )

ખતા બહુ ખૌફના ખાધા ! હવે તો આંખ ઉઘાડો !
 સડો શું ઉંઘમાં અંધા ? હવે તો આંખ ઉઘાડો !
ગુમાવી જીંદગાનીને, ખપાવી સિદ્ધિયો સઘળી !
 લજાવી કૂખ માતાની, હવે તો આંખ ઉઘાડો !
ભરી છે વાસના ખોટી, કમાણી શી કરી મ્હોટી !
 રહી નહીં અંગ લંગોટી, હવે તો આંખ ઉઘાડો !
રહી છે ભીખની ઝોળી, સળગતી અંતરે હોળી !
 હસો શું ખાખને ચોળી ? હવે તો આંખ ઉઘાડો !
કીર્તિને પાણીમાં બોળી, ભરી પાખંડની ટોળી;
 ઘુમે છે નાશની ગોળી ! હવે તો આંખ ઉઘાડો !
વઢો શું ભાઈ ભાઈથી ? બની બૂરા કસાઇથી !
 ભર્યા પૂરા બૂરાઇથી, હવે તો આંખ ઉઘાડો !
પડયાં છે ધર્મમાં કાણાં, ગયાં છે નામ ને નાણાં;
 ન જન્મ્યા હોય ! શું મ્હાણા ? હવે તો આંખ ઉઘાડો !
ગુમાવ્યું નામ પૂર્વજનું, ન ધાર્યું ધ્યાન કારજનું;
 વગોણું વેઠતાં જગનું, હવે તો આંખ ઉઘાડો !
અરે ઓ ! ધર્મના ઢોંગી ! અરે ! ઓ લોગના રોગી !
 અરે દુર્ભાગ્યના ભોગી, હવે તો આંખ ઉઘાડો !
બનો શું દંભના ભોગી ? બનો શું જૂઠના જોગી !
 બનીને કર્મના યોગી, હવે તો આંખ ઉઘાડો !
વિષયની વાસના લાગી, વચનની ચેતના ત્યાગી;

હૃદયની ભાવના ભાગી, હવે તો આંખ ઉઘાડો !
અમીનાં નીર કંઈ સીંચો, હૃદયના હીરમાં હીંચો;
મમતના મોહને મીંચો, હવે તો આંખ ઉઘાડો !
બહુએ પાપવૃત્તિમાં તણાયા દુષ્પ્રવૃત્તિમાં;
કદી દીઠા નહિ કૃતિમાં ! હવે તો આંખ ઉઘાડો !
કુટિલ આ પેટને માટે, ચહડયા શું કષ્ટને કાંટે ?
કદી નહિ ક્રૂરતા માટે ! હવે તો આંખ ઉઘાડો !
વિષયના નીચ સેતાનો, ઝીલે છે અંતરે તાનો !
જૂઓ જાગો જરા માનો, હવે તો આંખ ઉઘાડો !
ચહડો કર્ત્તવ્યમેદાને, ઘુમીને ધર્મનાં તાને;
રમો કંઈ મોક્ષના જ્ઞાને ! હવે તો આંખ ઉઘાડો !
તરીને તારજો જગને, ભરી નવરક્તથી રગને;
ટકાવી પુણ્યના પગને, હવે તો આંખ ઉઘાડો !
નયનનાં નીર લ્હોવાને, કર્યાં દુષ્કર્મ ધોવાને;
પ્રભુની જ્યોતિ જોવાને, હવે તો આંખ ઉઘાડો !

*

## નવું શું બતાવો છો ?

( ગઝલ–કવ્વાલી. )

બહુ જોયા તમાશા આ, નવું શું શું બતાવો છો ?
ઘણા ઝીલ્યા તમાચા ત્યાં, નવું શું શું શિખાવો છો ?
ઉખેડી માર્ગના ચીલા, બધા સાંધા કર્યા ઢીલા;
લગાવી આંખમાં ખીલા, હજી શાને સતાવો છો ?

ન જોયું તે નવું દીઠું, મળ્યું ખારૂં, ગમ્યું મીઠું;
વીત્યું માથે બહુ વીત્યું, નવું શું શું વિતાવો છો ?
કર્યા છે કાયદા કાચા, ઉભી ત્યાં રાંકડી વાચા;
બહુ ખોટાં કરી સાચાં, નવાં ખોટાં ઉઠાવો છો !
કરીને ખુદ ખુનરેજી, જડી જંજીર ને બેડી;
અનેરી આંખમાં તેજી, હજી શાને નચાવો છો ?
કયા આ જન્મના ન્હાનાં, પડયાં છે આપથી છાના ?
ધરી દાનાઈનાં બ્હાનાં, ખડી મસ્તી મચાવો છો !

કહો ઉગારવા આવ્યા ! તમોને તારવા આવ્યા !
નવાં રૂપો ધરી ફાવ્યા, નવા શા રંગ લાવો છો ?
ગણાતા ધર્મના સેતુ, બનો શું રાહુ ને કેતુ ?
તમારા મર્મ ને હેતુ, નમેરા કયાં નમાવો છો !
કરી વાતો મહોબ્બતની, બતાવી બ્હામ ઉલ્ફતની;
ધરીને ધાર નફરતની, જહર શું પીવરાવો છો ?
ભરી છે ઝેરમાં સાકર, શું જાણે બાપડા ચાકર ?
બન્યા હો આજ ઠાકર (પણ) સેવકોને રડાવો છો ?

કહી 'મ્હારા' બન્યા મારા, અલંકારો ધર્યા સારા !
શિકારી ખેલતા ન્યારા, ગરીબને ઠીક તાવો છો !
કરી લો ચાર દિન આંહિ, હજી જે હોય મન માંહિ;
હમારા ભાગ્યમાં શાહી, ભલી આજે જમાવો છો !
ત્હમારા ને હમારા જ્યાં, થશે હીસાબ કોડીના;
પ્રભુના ચોપડામાં ત્યાં, ભલાં ખાતાં લખાવો છો !

*

## ૫૬

# હવે તો કંઇક દમ રાખો !

( ગઝલ–કવ્વાલી )

સળગતા અંતરે ભડકા, હવે તો કંઇ નરમ રાખો !
શરદમાં સખ્ત આ તડકા ! હવે તો કંઈક કમ રાખો !
વધી છે આગ એન્જીનમાં, જશે ફાટી સિલીન્ડર એ;
વિચારી વખ્તના મોકા, હવે તો કંઇ ભરમ રાખો !
ગુમાવી લાજ પૂર્વજની, કુલાંગારો ઉઠયા આજે:
ડુબાવ્યો ધર્મ દરિયામાં હવે તો કંઇ શરમ રાખો !
કરીને કર્મ બહુ હીણા, અકરમી આજ કહેવાણું;
નિહાળી કર્મની લીલા, હવે તો કંઇ ધરમ રાખો !
કરી મ્હોડે બહુ બકવા ! ટકયું નહિ પેટમાં પાણી !
પ્રયત્નો સર્વ ધુળધાણી, થતાં તો કંઇ ભરમ રાખો !
નસોમાં લોહી ઠંડુ ગાર વહેતું બંધ થાયે ત્યાં;
ધડકતું દિલ જશે બેસી, હવે તો કંઈ ગરમ રાખો !
શિરાઓનું સુકયું શોણિત, બળતી આગ ધમનિની;
સુકાયું સત્ય જીવનનું, હવે તો કંઇ સરમ રાખો !
તુટી છે પાંખ આત્માની, ફુટી છે પ્રાણની આંખો;
અજલની આફતો સાંખો, હવે તો કંઇક દમ રાખો !
લથડતા પાય રસ્તામાં, થડકતું કાંપતું હૈયું;
મીંચાતી આંખ ઉઘાડો ! જીગરમાં કંઇક દમ રાખો !

*

## પડતીનાં પગરણ.

( ગઝલ–કવ્વાલી. )

હમે તો ઉતર્યાં હેઠા, હમારૂં ભાન ભૂલીને;
હવે પાતાળમાં પેઠા, હમારૂં સ્થાન ભૂલીને!
છતી આંખે ધર્યા પાટા, લગાવ્યા કાળજે કાંટા;
બધા ઉંધા ફર્યા આંટા, હમારૂં જ્ઞાન ભૂલીને!

દીધી કસ્તુરી લઇ કાંદા, હતા સ્વામી બન્યા બંદા;
ધર્યા અપમાનના ધંધા, હમે સન્માન ભૂલીને!
ચઢયા શું મોહને ચીલે! અટયા શું બંધને ખીલે?
જડયા સંતાપના સીલે! ખરૂં નિશાન ભૂલીને!

મચાવી મોહની મસ્તી, કરી છે જીંદગી સસ્તી;
ભરી હાથે જબરજસ્તી, હમારૂં ભાન ભૂલીને!
ગુમાવ્યો જ્ઞાનનો મહિમા રહ્યા નહિ દ્રુધ કે દહિમાં;
થયા હીણા હમે મહીમાં, હમારૂં ધ્યાન ભૂલીને!

ડુબાવી શાંતની સિદ્ધિ, કમાઇ કષ્ટની દીધી;
મદિરા મોહની પીધી, હમારૂં પાન ભૂલીને!
ઉઠાવી આગ અંતરમાં ઉઠાવી ખાણ ઘરઘરમાં;
ઘુસ્યા સેતાનના દરમાં, હમારૂં સ્થાન ભૂલીને!

લડી નિજ ભાઇની સાથે, ઉઠાવી આફ્તો માથે;
ધરી બદનામીઓ હાથે, હમારૂં માન ભૂલીને!
હમારામાં રહ્યો નહિ માલ, કર્યા હાથે હમે બેહાલ;
હતા દાના બન્યા કંગાલ, દીધાં દાન ભૂલીને!

પ્રભુજી ! આપણે એવું, ચુકાવી પૂર્વનું દેવું;
બને સંસ્થાનમાં રહેવું, હવે વેરાન ભુલીને

*

## સ્વદેશી મંત્ર.

( તોટક છંદ )

પર હસ્ત દઈ ધર રત્ન સુખે,
ધૂળ લઇ ધન આપીયું મૌન મુખે !
દઇ કંચન મોતીની માળ અરે !
લઇ કંકર–કાચ શું રાચો હૃદે ?
પર પોકળ દંભની જ્યોતિ પરે,
થઇ અંધ પતંગ શું દેહ દહે ?
પરવસ્ત્ર વીંટયાં શરીરે શરીરે !
પર દૂષિત ભાવ પ્રવિષ્ટ ઉરે !
પર દીપ–શિખા નગરે નગરે !
ત્હમે સૂર્ય છતાં વસતા તિમિરે !
પરદેશી દવા ઉપચાર વધ્યાં;
પર અન્ન–જળે તનુ પોષી રહ્યાં.
પર ભાષણ–આસન આનનમાં,
પરતા–પરતા તનમાં, મનમાં !
નથી કંઇ સ્વીયતા–ઈયતા શરીરે,
તમે જે તિમિરે હજી તે તિમિરે.

*

## અનંત પરમાત્માનો અનંત મહિમા !

( રાગ—ભજન. )

જય જય ! આત્મારામ ! અનંતઃ—જય.

ઘટઘટ ખેલે એક અનંત ! જેનાં રૂપ, ગુણ, નામ અનંત !
ધરા, ધન, ધામ, તમામ અનંત ! જેનાં જગમાં કામ અનંત !—જય.
વ્યાપક ચેતનરૂપ અનંત, જડનાં પડનો ન મળે અંત;
ચાલે ઘટમાળાનો તંત ! ઘટ, પટ, ચોપટ ખેલે અનંત !—જય.
તેજ, પૃથ્વી, આકાશ, વાયુ, જલ, પાંચે તત્વ અનંત !
પંચીકૃત આ ભૂત અંત વિણ, લીલા કરે અનંત !—જય.
સૂર્ય, ચંદ્ર, ગ્રહ—નક્ષત્રોનો, કદી ન દીઠો અંત;
અનેક એવાં સૂર્યમંડલો, રમતાં રાસ અનંત—જય.
ખેચર, ભુચર, જળચર એવાં પ્રાણીનો નહિ અંત;
અનંત નામે, અનંત રૂપે, વિલસે એજ અનંત—જય.
બુદ્બુદ, ફેન, તરંગ, બિંદુઓ, જળનાં રૂપ અનંત;
મહાસાગર તો એકજ ઉછળે, મળે ન તેનો અંત—જય.
શૈલ, શિખર, ગિરિ, ગુહા, ખીણને ગહ્વર નામ અનંત;
એક ભૂમિ ને એકજ પર્વત, અવયવનો નહિ અંત—જય.
ફુલ, ટીશી, ફળપાન, ડાળીનાં નામ તણો નથી અંત;
અહિં, તહિં, જ્યાં ત્યાં નાદબ્રહ્મ એ, એકજ ધ્વનિ અનંત—જય.
સંત, મહંત, નિરંતર શોધે, છતાં ન પામે અંત;
અંત તણો એ અંત છતાંએ, પોતે છેક અનંત—જય.
અનંત નાચે અનંત રાચે, ખેલે ખેલ અનંત;
અનંતને મારે જીવાડે, એકજ એજ અનંત—જય.

ભક્ત કલ્પતરૂ ભક્તાધીન છે, તરૂને જેમ વસંત;
જ્યાં જોઈએ ત્યાં અનંત રૂપે એનો એજ અનંત—જય.
સસલોકમાં ખેલ પ્રસારી, દોરી ધરી અનંત;
બ્રહ્મવિલાસ અખંડિત સુખરૂપ, ઝીલે વિરલા સંત—જય.
તંત તાણનારા સૌ લટક્યા, અટક્યા જોઈ નહિ અંત;
અંતકાળ પર્યંત ટક્યા પણ, થઇ નવ શક્યા અનંત—જય.
શોક, મોહ, દુ:ખ તરંગ ઉછળે, આ ભવસિંધુ અનંત;
અનંતને જાણે નહિ તેની, વ્યાધિનો નહિ અંત—જય.
અંતર દુ:ખનો અંત ચહે તો, આણ આશનો અંત;
નિરાશ પદ જે સેવે નિશદિન, પામે એજ અનંત—જય.
અનંત યુગથી અનંત શાસ્રો, આપે બોધ અનંત !
અનંત વેદ વીણા પણ ગાતી, 'નેતિ' 'નેતિ' અનંત !—જય.
અનંત ઋષિ મુનિ, ત્યાગી, વિરાગી, પામ્યા નહિ કોઇ અંત;
સુરનર, નરવર, મુનીવર શોધે તોય ન મળતા સંત !—જય.
મહાસાગરમાં ડુબ્યા જીવડા ! ભજ્યા નહિ ભગવંત !
સતગુરૂ સંત મર્મ બતાવ્યા, વસંત આપ અનંત—જય.

*

## આતુરની અંતરવાણી !

( ભજન )

આવજો આવજો રે ! મ્હારા દેશની કરવાને વ્હાર !—પ્રભુજી !
લાવજો લાવજો રે ! રૂડો દેશભક્તિનો ભંડાર—પ્ર૦ આ૦
ટ્હાડાં પડેલાં કાળજાં આજે, દુ:ખનો કરતાં પોકાર !
સીંચી અમીરસ—ધાર, હૃદયના મંત્રો ગજાવજો !—પ્ર૦ આ૦

ભૂલા પડયા અમે માર્ગમાંરે, દેજો દૃષ્ટિનાં દાન;
લઇએ અણુદીઠડાં તેજ કંઈ, પ્રભુતાના નાદ વરસાવજો !—પ્ર૦ આ૦
અંધકારે અથડાતાં બાળકોરે, કરે હૈઠાં થડકાર !
હિંમતના કોટ ચણી ચિત્તમાં, જુસ્સાનાં જાદુ જગાવજો !—પ્ર૦ આ૦
ધર્મ–કર્મ–મર્મ સર્યા હાથથીરે, ગયા પૂર્વજના રંગ !
ધ્યાન ધરી રંકના પોકારને, અંતરધન પાછાં અપાવજો !—પ્ર૦ આ૦
પિતૃઓ પિંડદાન આપતારે, નિજ બાંધવડાં કાજ;
લાજ નિભાવતા લાડથી, એવા કંઇ ભાવો નચાવજો !—પ્ર૦ આ૦
ધીરજના બંધ આજ તૂટતારે, હરે હૈડાંનું હીર !
નૂર નવાં આંજીને આંખમાં, બાલુડાં દીન બચાવજો !—પ્ર૦ આ૦
લાજ આજ રંકની લૂટાય છેરે, બિરુદ પાળોને નાથ !
હાથ હવે ઝાલીને હેતથી, કામ કાંઇ મોંઘાં કરાવજો !—પ્ર૦ આ૦
ડગમગતો મેરૂ ડોલતોરે, પ્રલય લહરિયો વ્હાય !
કાળજાં કંપે છે દીનનાં, ધીરતાના બંધ બંધાવજો !—પ્ર૦ આ૦
ગરમ લોહી થડકે છે નાડમાંરે, હાડ ચૂરા થઈ જાય;
તોય અમે ચૂકીયે ન ધર્મને, એવા કંઇ લેખો લખાવજો !—પ્ર૦ આ૦
કુદરતના કોષને ઉઘાડજોરે, આપી ઉંચા ઉદ્દેશ !
ચાવી બતાવી ઉત્કર્ષની, ભય કેરાં તાળાં તોડાવજો !—પ્ર૦ આ૦
હીરાકણીએ ચોક પૂરજોરે, ભાવ ઉરમાં ઉભરાય !
રેડીને નીર વીરતાતણાં, અસ્ત્રો ઉત્સાહનાં સજાવજો !—પ્ર૦ આ૦
ભીષણ ભવસાગર ભડભડેરે, લાગ્યો દવ કયાં હોલાય ?
અંતરની આગ આજ ઠારવા, પૂર્ણ પુરૂષોત્તમ પધારજો !—પ્ર૦ આ૦
ઉકળે છે આતુરને અંતરેરે, પ્રભુદર્શનનો પ્રેમ !
ગરમી હરીને હરિ! ગ્રીષ્મની, વ્હાલા ‘વસંત’ને વધારજો!—પ્ર૦ આ૦

*

## ભકતની દઢતા.

( ગઝલ—કવ્વાલી. )

ભલે વજ્રો શિરે તૂટો ! હજારો તીર છો છૂટે !
  પ્રબળ પાષાણમાં કુટો ! છતાં મુજ ટેક નહિ મૂકું.
સળગતી આગમાં બાળો ! ઉછાળો ઝેરમય ઝાળો !
  કરી લો કહેર છો કાળો ! છતાં પગ એક નહિ ચૂકું.
ભલે રહેંસો હણો, કાપો, ચહો તે રીત સંતાપો !
  હજારો વેઠતાં તાપો, પ્રતિજ્ઞા પર નહિ થુકું.
ઉતારી ચર્મ તન ચીરો ! વહાવો લોહીની નીકો;
  હજારો મોત છો વેઠું, અધમ માર્ગે નહિ ઝુકું,

*

## તમારી ખબરદારી ને અમારી ગુન્હેગારી !

( ગઝલ—કવ્વાલી )

નથી કીધો ગુન્હો ત્હોયે ! ગુન્હેગારી હમારી છે !
  ખબર ઘરની નથી ત્હોયે, ખબરદારી તમારી છે !
તમે દાના ! તમે શાણા ! ગણાયા રાજ ને રાણા !
  કહી પાપી, કુટિલ ખ્હાણા, વધાવો એ ખુમારી છે !
લૂટો છો લાજ ગાજીને ન પહોંચે દાદ કાજીને;
  કહે છે લોક લાજીને, અનીતિ આ નઠારી છે.
જમાં ને આસમાં બન્ને, ગુજારે છે સીતમ સાથે;
  તમે પણ લાગ સાધીને, સીતમગારી વધારી છે.

સીતારા ફૂઠતા આજે, હમારા સર ઉપર ગાજે;
  તમે ત્યાં આજ શા કાજે, બતાવી આ બિમારી છે!
ભલે પાષાણુમાં ફૂટો, બની ન્યાયી ભલે લૂંટો;
  ન પડશે ધર્મ વીખુટો, હમારી એજ બારી છે.
વિસારી શાસ્ત્રની સાનો, કરી હયો જુલમ મન માન્યો;
  હમારો એજ છે તાનો, તમારી નેક યારી છે!
તમારી જ્યાં કટારી ત્યાં, હમારી આ પથારી છે;
  હમારા મોતની શૈયા, ભરી બાહ્યો પ્રસારી છે.
મર્યો છે ભિષ્મ જે મોતે, દીધાં છે દાન જે કરણે;
  સદા એ જાગતી જ્યોતે, કળા જુની હમારી છે.
મરેલાને ભલે મારો, તમારા હાથને ઠારો;
  હમારો પ્રેમનો પારો, સકળ બ્રહ્માંડ ધારી છે!
તમે રાજી રહો ધનથી, ભલે પીડયા કરો તનથી;
  અમે માની લીધું મનથી, બધી માયા ઠગારી છે!
ગણે જે મોજ મરવામાં ચિતાનાં કાષ્ટ ભરવામાં;
  કહ્યું તેને વિસરવામાં, કહો શી ભીડ ધારી છે?
બનીને ડાંસ પી લેજો, હમારા ખુનનો પ્યાલો;
  ભરેલો તે થશે ઠાલો, કહે વેદો પુકારીને!
બરેલા તે ભર્યા રહેજો, વધે તે સાથ લઈ લેજો;
  બીજાને દોષ ના દેજો, અહીં બાજી તમારી છે.
લીધી છે હાથ બેહાલી, થયા સર્વસ્વથી ખાલી;
  ઢળેલી આ જીવનપ્યાલી, હમે સોંપી બિચારી છે.
લગાવી ઝેરનાં તીરો, કરો શૂરો હવે ચીરો;
  અધીરો પ્રાણુનો હીરો, હઠાવા હામ હારી છે.

*

## હૃદયદેશની દુર્બળતા.

( લાવણી )

ધર્મ ગયો ડુબી પાતાળે, અધર્મનું પ્રસર્યું છે રાજ
ત્રીસ કોટિ ભારત તનુ સામે લુંટાય છે મા ! તારી લાજ
જડનાં પૂતળાં તનુજ અમે બૂરા થયા પાષાણુથી આજ;
હૃદય નથી, નથી આત્મા અમને, કુડાં કુટિલ કર્યા બહુ કાજ
નીતિ ન્યાયનો નાશ થયો છે, પુણ્ય તેજ પેઠું પાતાળ;
રાજ તેજનાં શું ઠેકાણાં ? બ્રહ્મ કરે જ્યાં કુડાં કાજ.
બંધુ સ્નેહના બંધ વિસારી, અંધ થઇ સહુ બન્યા કસાઇ;
બંધુ ગર્દને છરી ચલાવે, સત્ય ધર્મનું તુટ્યું તાજ.
માત–પિતાની લજ્જા લોપી, કુકર્મી પાકયા અહિં સંતાન;
ત્રીયારાજ્ય શું જોર જણાવે ? નથી ધર્મની દિલમાં દાઝ
ધર્મ-કર્મના મર્મ વિસારી, શરમ તજી કરતા કુકાજ;
પરમ પુનિત ભારત સંતાનો, હોટેલે ખાતા કુખાજ.
કયાં કર્મ તણી તલવારો, કયાં છે યોગીના એ નાદ ?
કયાં કૃષ્ણ તણી શુભ વાણી, કયાં છે દર્શનના મહાવાદ ?
કયાં ખાખી ! ધુની તમારી ? બાળો પાપી હૃદયને આજ;
ધિ:ક ધિ:ક છે આ નિકૃષ્ઠ જીવન, હાય ! લુંટાઅેા તાતનો તાજ.
કયાં છે નીતિ મનુ ભાર્ગવની, કયાં છે વિદુરની વાણી વિશાળ?
કયાંછે વ્યાસ વસિષ્ઠ સરીખા, કયાં છે યતિ મુનિ રૂષિયો રસાળ
કયાં છે સાધુ સંતની સેવા, કયાં છે મોક્ષ મેવાના ભાવ;
દર્શન દેવા દેવા ! કયાં છે ? અંતરધ્યાન થઇ કરી નાજ
શાસ્ત્ર પઠનને પીઠે મુકી, પીઠામાં દોડે છે બાળ;

નાટક ચેટક ભાંડ ભવાયો, કરી રહી બહુ વિજને ગાજ.
આઠ પ્રહર જ્યાં ભજન પૂજનમાં, ખુશ્યા મતે ત્યાં ફોડયા કાન;
કૃષ્ણ નામની ધુન ત્યજી રામાનો કામ સજે સહુ સાજ,
ગયું થયું જે હતું થવાનું રસાતળે ડૂબ્યું અમ જહાજ;
હે હરિ ! હે હરિ ! ઉતર હવે તો, હરી દુઃખડાંને નિભાવ લાજ.
રંક અમે પામર શિશુ તારાં, દુષ્ટ છતાંયે તારાં બાળ;
કાં તો કર ઉદ્ધાર અમારો, કાં તો ઝટ મોકલ તું કાળ;

*

## છેલ્લી માગણી.

( ગઝલ–કવ્વાલી. )

રહો દિલમાં સદા સેવા, બધા સંસારને બદલે:
  કરો મીઠી નજર દેવા, હમારા પાપને બદલે.
જગત્‌ની જુઠી આ બાજી, બને છે મૂર્ખ મન રાજી
  લગાડો આપની લગની, વિષયના તારને બદલે.
વિવિધ વ્યવહાર વશવૃત્તિ, મુંઝાતી મોહમાં સૂતી;
  સુધારો લક્ષમાં દોરી, બીજા વ્યાપારને બદલે.
વિષયમાં લોટતી રહેતી, હમારી રાંકડી બુદ્ધિ;
  તમારા તાનમાં ખેંચો, જગત્‌ના પ્યારને બદલે.
કરી પરવા હજારોની, નથી સીમા વિચારોની;
  હવે તો આશરો માગું, બધી દરકારને બદલે.
થયું શું ને થવાનું શું ? નથી કંઇ શોધવું લ્હાનું;
  ગતિ શ્રી ચરણમાં માગું, બધા હોનારને બદલે.

*

## કર્તવ્યની કિંમત.

( ભૈરવી–ગઝલ. )

હાક શું કિંમત હરામી–યત્નથી સહુ થાય છે!
હારતાં કિંમત નકામી, જીંદગીની જાય છે.
જ્યાં પડે પાછો લથડતો, પાય ત્યાં ટટ્ટાર થઈ;
દમ ધરીને ભર કદમ તું, શ્રીગુરૂ ગમ ગાય છે!
એક શ્વાસે આકરાં, કામો કદિ થાતાં નથી;
ફળ પ્રબળ એ પ્રેમનાં, પુરૂષાર્થથીજ પમાય છે.
લેખાં બધાં આ જીંદગીનાં, ભૂલતાં ફરીથી ગણો;
ફૂલે અને ભૂલે બધા, એ કાયદોજ જણાય છે.
તાકયાં નિશાનો લક્ષથી, તે ચોટમાં ચોંટી રહે;
ધાર્યાં ફળોને પામતાં, નર વિશ્વમાં વખણાય છે.
જે બીજ વાવ્યાં ખંત ને ઉત્સાહથી ભૂમિ વિષે;
વાવ્યાં યથા કાળે ફળે, ત્યારેજ પાક લણાય છે.
છે કર્મમાં અધિકાર ત્હારો, ત્યાં ઉચ્ચારો ના ઘટે;
કટિબદ્ધ થઈને ખેડ કરવી, એજ ધર્મ મનાય છે.
સીધાં હશે જો ભાગ્ય ને વરસાદ જો સારો થશે;
ફલ શ્રેષ્ઠ પૂર્વ પ્રયાસનાં, સંતુષ્ટ થઈ શોધાય છે.
જો મંદભાગ્યે રૂઠશે, મેઘો અતિવૃષ્ટિ થશે;
તો છેવટે નિજ યત્નમાં, કર્તવ્યથી છૂટાય છે.
માટે ધરીને હોંસ, અગ્રેસર બની કર્તવ્ય કર!
આ નિડર! આજે વસંત! અહિં કર્ત્તવ્ય વાસુ વ્હાય છે.

*

## ૬૨ એકેક બાપને-બિચારા બનાવ્યા એ બોધ !
## અરિહંતના રૂપમાંહિ અને સૂરિના સ્વામિ
## પીડાતા પ્રભુની પ્રાર્થના.

( ગઝલ–કવ્વાલી. )

અમારા આત્મધન દેવા ! શરણને શું વિસારો છો ?
  અમારા સ્નેહની સેવા, કહોને ક્યાં સ્વીકારો છો ?
વિભુરૂપે વસ્યા વિશ્વે, પ્રકટ સામ્રાજ્ય રૂપે છો;
  ન પામે અસ્ત રવિ એવો, અચળ કીર્તિ મિનારો છો.
ઘડયો છે ધર્મનો આત્મા, બતાવે શું કહો બીજા ?
  અજાણ્યા જાણનારાઓ, કરે મિથ્યા લવારો છો.
છતાં શાને રહ્યા છેટા ? રહ્યા ક્યાં બાપ ? ક્યાં બેટા ?
  છુટા વડથી પડયા ટેટા, રવડતાને રડાવો છો.
ખરા ભ્રાતા ! હૃદય ત્રાતા ! પ્રજાના ઓ પિતામાતા !
  ભરીને રંક ઉર શાતા, દુઃખો ક્યારે નિવારો છો ?
પિતાજી પામતા મ્હોટા, સુખોના શા રહ્યા તોટા ?
  અમારા ભાગ્યના ખોટા, કહિ કાંટા ઉતારો છો ?
પ્રભુની જાણતાં ભક્તિ, પીડાથી પામતા મુક્તિ;
  અફળ થઇ કેમ એ યુક્તિ, ખરો આશ્રય તમારો છો.
શરણને આશરો દેવો, નિયમ એ નેક કુદરતનો;
  મરણ સુધી ગુલામ રહેવો, કયો એ ન્યાય ધારો છો?
ગરીબોના રંક જન ભોળા, શરીર કાળાં હૃદય ધોળાં;
  પિતાજી ! પથરે ખોળા, પ્રીતિ શાને વિસારો છો ?
પિતાના પ્રેમના તરસ્યા, હૃદયની રહેમના ભૂખ્યાં;

રડે છે રંક ચાતકડાં, હવે ક્યારે ઉગારો છો ?
અમારા નેહની નૌકા ! ઉદય સિંધુ તણાં મોજાં !
કૃપાળુ દેવ ! મહારાજા ! કૃપા ને ક્યાં પ્રસારો છો ?
તુટયા શું સત્યના પડદા ? પડયા પાતાળમાં પડઘા ?
રહ્યાં ભાગ્યે ભરમ ગડદા, ગદાને ક્યાં સમારો છો ?

## પરદેશી અવાજ.

અહિં તો સર્વ આવે છે, મજા—મસ્તી ઉડાવે છે !
કહે કોઈ જેમ ફાવે તેમ—" તું સહુનો ઉતારો છે ! "
ધર્મ કે વર્ણના ભેદો, ન સ્પર્શે લેશ જે રાજ્યે,—
કહે છે કેમ પરદેશી—" અમારાથી તું ન્યારો છે ! "
કહીને,—" બંધ નથી રહેતાં ! " ગરીબને બાંધતા રહેતા
જડીને લોહ જંજીરમાં કહે,—" છોને પુકારો છો !"

## હિંદભૂમિનો પડઘો.

" પ્રભુ જેવા પિતાના રાજ્યમાં પ્રભુતા અમે જોતા;
ઉઘાડી આંખ ઉઠયા ત્યાં, ગજબ શાનો ગુજારો છો ?
વિદેશી કંઈ હસી દેતા,-વળી કંઈ ડોન્ટ કેર કહેતા !
ખબર શાને નથી લેતા ? પ્રભુતા શું વિસારો છો ?
શિથિલ શિરના સ્કુ કરીને, સૂતો ક્યાં સિંહ શૂરો કહુ?
દબાવે સિંહ આશ્રિતને, તમે શું મૌન ધારો છો ?
સુણીને એ કટુવચનો, મળે છે માટીમાં રત્નો;
ઉગારો આદરી યત્નો, પિતાજી ! શું વિચારો છો ?
ઉઠો દેવા ! કરો યત્નો, બતાવો વિશ્વને રત્નો;
દીધેલાં દીનને વચનો, વિભુજી ! શું વિસારો છો ?

કૃપાની ભીખ જે માગે, રડીને જે પગે લાગે;
  કદી તેને નહીં ત્યાગે, સ્વજન એ સુષ્ટિ ધારો છો.
શરણુવત્સલ ! દયાસિંધુ ! પ્રભુ જી ભક્ત દીનબંધુ !
  ચરણુરજ ચૂમતો વંદું, હજી કયાં કયાં ઉતારો છો ?

*

## વિરાટ દેવતાની પૂજા.

( ભજનની લય )

મ્હને મ્હાલાં મ્હારા બંધુડાં ને બ્હેન,
  બંધુ–સેવાનાં અમે સાધુડાં હોજી !
મ્હારી આંખલડીમાં ઘેર્યાં ગંભીરસ–ઘેન !
  આથી સેવાનાં અમે સાધુડાં હોજી !

સાખી.

ભૂલ્યો ભાન શરીરનું, સ્ત્રી, સુત, વિત્ત પરિવાર;
બંધુમય જીવન ગણ્યું, એજ હૃદય આધાર.
મ્હારાં બાંધવડાંને જોતાં ઉભરાતાં મ્હારા નેન,
  બંધુ–સેવાનાં અમે સાધુડાં હોજી !

સાખી.

જગને જૂઠું છો કહે, જૂઠા જગના લોક;
જગમાં જગકર્ત્તા વસે, શોષે જનના શોક !
એ હિંદદેશી જનનાં ચહું હું સુખ ચેન,
  દેશ–સેવાનાં અમે સાધુડાં હોજી !

સાખી.

'દેવ દેવ' કહી શી કરૂં, [illegible] દોડાદોડ ?
નજર [illegible] નથી રહ્યા, [illegible] [illegible] [illegible].
એ [illegible] [illegible] [illegible]-
હૃદયે ભરનારાં અમે સાધુડાં હોજી !

સાખી.

દેહરૂપ આત્મા થયો, દિવ્ય દેશમય આજ;
દેશ–દેહની એકતા, કરી પ્રભુ–પૂજા કાજ !
એ પૂજા કરતો, જનવન રખડું હું દિન રેન,
જનની–સેવાનાં અમે સાધુડાં હોજી !

સાખી.

થાળ ભરી પૂજા તણું, આવ્યો જનની દ્વાર !
વિશ્વરૂપ માતા થયાં ! શો વિદ્યુત્ ચમકાર ? !
એ કુતુહલ નિરખી, રસથી સીંચાયાં મ્હારાં નેન !
જગની સેવાનાં થયાં સાધુડાં હોજી !

સાખી.

કુતુહલમાં કુતુહલ ભર્યું ! ભાળ્યા ભવપતિ ભૂપ ! !
માત, ભ્રાત, ભગિની અને વિશ્વ થયાં એકરૂપ ! !
એ રૂપ–રાશિ રાજે ઘટ–ઘટમાં ઝરે વેણુ !
એ અમૃત અમે ઝીલનારાં સાધુડાં હોજી !
થયાં અરે ! સહુની સેવાનાં અમે સાધુડાં હોજી !
જગની સેવાનાં અમે સાધુડાં હોજી.

*

૬૧

## ગયું તો શું ? રહ્યું તો શું ?

ગઝલ—કવ્વાલી )

સળગતા અંતરે ભડકા, શરીર સળગી ગયું તો શું ?
  સહીને ગ્રીષ્મમાં તડકા, તરુ સુકું થયું તો શું ?
નદીના પૂર વ્હેતાને, ભરેલાં નીર રહેતાં તો;
  થયા ખાલી હવે છેલ્લું ઝરણું વ્હેતું રહ્યું તો શું ?
ગગનને ચુંબતા મ્હેલો, રચે આકાશમાં ખેલો;
  રહ્યો એકાદ જે મ્હાણો, જવું તેણે ચહ્યું તો શું ?
નગારે નોબતો વાગે, અવાજે દેવતા જાગે;
  થયું સુનું અને પડઘે, કદી કુડું કહ્યું તો શું ?
કચેરી હાજરી ભરતા, ઇસારે હાડ થરથરતા;
  પડયા ટહાઢા બની એ હાથ, ને અસ્થિર રહ્યું તો શું ?
ચરણ પડતાં ધરા ધ્રુજે, બધાએ પાયને પૂજે;
  થતાં સાંધા હવે ઢીલા, પ્રબળ તેનું રહ્યું તો શું ?
ગણાયા વીરનર બંકા, બજાવ્યા દેશમાં ડંકા;
  પ્રજાળી હેમની લંકા, પછી લોઢું ગ્રહ્યું તો શું ?
દીપાવ્યું શ્રેષ્ઠ આસનને, પમાડી શોક દુનિયાને;
  સુખે સીંચી શરીર મનને, પછી સંકટ રહ્યું તો શું ?
અમર પદવી અમે લીધી, પ્રસાદી વિશ્વને દીધી;
  પડયું હેઠું કદી એઠું, ગયું તો શું ? રહ્યું તો શું ?

*

# માધવ પાસે મોંઘી માગણી !

( ભજન—તેણુમાં નિદ્રા ન આવે જરીરે—એ રાગ )

ક્યારે મળેરે વાલું ક્યારે મળે,
મ્હારા અંતરની ઇચ્છા પ્રભુજી ! ક્યારે ફળે ?
શાથી ટળે રે વ્યાધિ શાથી ટળે ?
આ દિલડાનાં દુઃખડાં પ્રભુજી ! શાથી ટળે ?
અન્ન વિનાનાં બાંધવડાં રવડે મ્હારાં;
દુઃખિયારાં જોઈને કણુ ના ઉતરે ગળે !—આ દિલડાં.

રહેવાને ઘર નહિ પૂરાં, વસ્ત્રો નહિ પહેરવાને;
વાયુ—પાણીના એ શા તોટા પડે ?—આ દિલડાં.

સહેતા ગુલામી સદા, વિષયના દાસ જેવા;
તન–મનના બંધન, તેના શાથી ટળે ?—આ દિલડાં.

તનનું સુખ દેજે તેને, ઉર શાન્તિ સિંચજે હરિ !
પાપ સંતાપ જેથી સઘળાં બળે !—આ દિલડાં.

આગળના દિવસો કેવા, આનંદે ઝૂલતા'તા ?
બંધુનું ભાવિ એવું ક્યાંથી ભળે ?—મ્હારા૦

રામ ને કૃષ્ણ જેવા, ભક્તોની ભીડ ભાગે;
ક્યારે જાગે એ વીરતા દૈવી બળે ?—મ્હારા૦

સાવિત્રી, સીતા, માતા સતિઓ સુખ શાન્તિદાતા;
આર્યોના ઘરમાં ક્યારે નજરે પડે ?—મ્હારા૦

સાચું સુખ સ્વર્ગ જેવું, હિંદુસંસારનું તે;
ખોયેલું પાછું ક્યારે, હસ્તે ચડે ?—મ્હારા૦

પશુસમ પીડા પ્રભુજી ! પળના સહેવાયે હાવે;
આત્માની ઝાંખી કયારે આવી મળે ?–મ્હારા૦

*

## વીરને વંદન–આનંદ અભિનંદન.

( સુંદિર શામળીયા—એ લય. )

પારસ છો પ્રભુતાના, પ્રભુપદને વરજો;
વારસ છો વીરતાના, વીર ! વિજય કરજો.

તનના બળથી તાપ સમાવો, મનના બળથી માન જમાવો;
ધર્મબળેથી જ્ઞાન બતાવો, સંપથી સંકટ હરજો–વીર !

ધર્મસ્તંભ બની ધીરજ ધારો, દ્વેષ–દંભને દોષ વિસારો;
સુધરી સુબંધુવર્ગ સુધારો, સપૂત બની માતાને ઠારો;
જનની તાપ નિવારો ! સુકૃત સંગ્રહજો–વીર !

ઐકય કરીને અસેહ વધારો, મુખ્ય તત્વ એ ધર્મનું ધારો,
કરણીમાં વાણીને ઉતારો, રહેણીમાં રસજો સુવિચારો;
તરો સ્વજનને તારો ! દુર્ગતિ પરહરજો–વીર !

પ્રેમ તણાં પુષ્પો પાથરજો, વાવેતર વિદ્યાનાં કરજો,
સાત પેઢીનાં કલંક હરજો, દિગ્વિજયી બની જગમાં ગરજો;
સરજો હેતુ તમારો ! વરપદને વરજો–વીર !

પૂર્વ પ્રભાવ હૃદયમાં સ્મરજો, પૂર્વજના ગુણને અનુસરજો,
અમર કામ કીર્તિનાં કરજો, પ્રબળ શત્રુગણને સંહરજો;
વસંતરૂપ વિચરતાં, શ્રેય સદા કરજો–વીર

*

## નસીબનું ચક્કર.

( ગઝલ-કવ્વાલી. )

નસીબ ના ફરી ચાલી, હવે ફરિયાદ શા માટે ?
  ગયા જે હાથથી હારી, ફરી તે યાદ શા માટે ?
હતા ઘોડા અને હાથી, હજારો સેવકો સાથી;
  થયા હલકા હવે વાથી, દિલે નાશાદ શા માટે ?
ઉડાવ્યા જ્ઞાનના ગોળા, હતા જ્ઞાની ભલા ભોળા;
  રહ્યાં મ્હોડાં હવે મ્હોળાં, છતાં બકવાદ શા માટે ?
" હતા પૂર્વે બહુ શૂરા ! કર્યો કંઈ પ્હાડના ચૂરા ! "
  અધુરા ભાવીએ કીધા, હવે ત્યાં વાદ શા માટે ?
રચ્યાં બ્રહ્માંડ મંત્રોથી, ઉડયાં વીમાન યંત્રોથી;
  ઘડયા કંઇ ઘાટ તંત્રોથી, થયા એ બાદ શા માટે ?
પ્રતાપી આંખ જ્યાં ખોલી, રહ્યાં ઇંદ્રાસનો ડોલી;
  હવે કાફર અને કોળી, થતાં મરજાદ શા માટે ?
કપાયા ભાઇ ભાઈથી, નથી સાચા સગાઇથી;
  બન્યા બૂરા કસાઈથી, કરો વિખવાદ શા માટે ?
કર્યો ચિતચીરના ચીરા, ગુમાવ્યા હાથના હીરા;
  તમે ધીરા બનો વીરા, હવે ઉન્માદ શા માટે ?
અમૂલાં એ ગયાં રત્નો, મળ્યા સહુ પાણીમાં યત્નો;
  વડિલનાં કિંમતી વચનો, કર્યાં બરબાદ શા માટે ?
ગયો પ્રૌઢો સમય પહેલો, મળ્યા છે માટીમાં મ્હેલો;
  છતાં આ ઝેરના ખેલો, રહ્યા આબાદ શા માટે ?

*

## હમારી હારની કબૂલાત.

( ગઝલ—કવ્વાલી )

હમે ફાવી જમાનાથી, હવે ફાંટો નથી બાકી;
  ઘડો ફુટ્યો ઘણા ઘાથી હવે ઠાટો નથી બાકી;

ઉછાળી અસ્ખલિત છોળો, હજારોની કરી તૃપ્તિ;
  ગયું પાણી ફુવારાથી, હવે છાંટો નથી બાકી.

બનીને મર્દ પાડી બુમ, ફોડયા કાન દુનિયાના;
  થયા એ જીભના ટુકડા, હવે ઘાંટો નથી બાકી.

નસોમાં ઝેર રેડીને, વહાવ્યું ખુન દુશ્મનનું;
  નસોને હાડ તુટયાં છે, હવે કાંટો નથી બાકી.

ગગનભેદી હિંવાલોની, કરાટો બાંધતા બેઠા;
  તણાયા સર્વ જયાં રહાણા, હવે વાટો નથી બાકી.

ચ્હડયા આકાશની ટોચે, ઉડયા'તા વાયુની લહરે;
  પડયા પાતાળની હેઠે ! પગે ગાંટો નથી બાકી.

જગત્ જોશે હજારો આંખથી ને આંસુડાં વ્હોશે;
  થશે ખાલી નયનનાં પૂર, ત્યાં પાટો નથી બાકી.

જશું-જોશું બધા જોશે, જશે તે કાલના હોયે;
  નથી તે શું હવે ખોશે ? ફરી આંટો નથી બાકી.

*

# દુઃખિયાને દુઃખની શી પરવા ?

( ગઝલ )

ખરી છે જીંદગી ખોળે, ન આપો તો નથી પરવા !
મળી એ આફ્તો ટોળે, ન કાપો તો નથી પરવા !
ગણ્યા આધાર આશાના, મળ્યા જાલા નિરાશાના;
ભલે આડાં ખરી બ્હાનાં, ઉથાપો તો નથી પરવા.
કરે જે સત્યનો દાવો, મરી તે પાળતા કોલો
દીધેલા બાપના બોલો, ન પાળો તો નથી પરવા.
સહી મુશ્કિલ મુશિબતને, હઠાવી દિલની હિંમતને;
કદિ મહોબતની કિંમતને, ન માપો તો નથી પરવા
જીગર સાથે જડી સાંધો, વિસાર્યા સ્નેહ સંબંધો
જડેલા લોહના બંધો, ન કાપો તો નથી પરવા.
ઉખેડી મૂળથી પાયા, ડગાવી મહેલની કાયા;
કૃપાની શિર ઉપર છાયા, ન સ્થાપો તો નથી પરવા
કરેલી સાધના ખુટી, ગજબની ગર્જના છુટી !
હૃદય સર્વસ્વને લૂંટી, સતાવો તો નથી પરવા.
પડી તે છો પડે પૂરી, ગતી એથી અધીક બૂરી;
બળી બેઠા પછી ઓછા, ન તાપો તો નથી પરવા.
સહ્યું તેનાં સ્મરણથી શું ? મરેલાને મરણથી શું ?
વહ્યું તે વિસ્મરણથી શું, ન છાપો તો નથી પરવા !

*



તૂટેલા તાર વીણાના, ન સંધાશે કદી પાછા !
ફૂટેલાં પ્યારનાં વાસણ ન સંધાશે કદી પાછાં !

U. RAY & SONS, CALCUTTA

## ૭૭

# ન સંધાશે કદી પાછા !

( ગઝલ )

તુટેલા તાર વીણાના, ન બંધાશે કદી પાછા !
ફુટેલાં પ્યારનાં વાજાં, ન સંધાશે કદી પાછાં !
કરાડોના પડયા ચીરા, સમા થાશે કદી પાછા;
થયા ચીરા જીગરના તે, ન સંધાશે કદી પાછા.
તુટેલાં મોતી માળાનાં, તે બંધાશે કદી પાછાં;
ફુટેલા કાચ દર્પણના, ન સંધાશે કદી પાછા;
સળગતી આગના સોલા, બુઝાશે એ કદી પાછા;
જીગરની આગના ગોળા, ન હોલાશે કદી પાછા.
તુટેલી દોરીના ટુકડા, સમા થાશે કદી પાછા;
તુટયાં જે દિલ દગાથી તે, ન સંધાશે કદી પાછાં.
તુટયા બંધો નદીના તે, બધા બંધાય છે પાછા;
છુટયા બંધો મહોબ્બતના, ન બંધાશે કદી પાછા.
ચ્હડયાં જે પૂર પાણીનાં, વહી જાશે કદી પાછાં;
વળ્યાં જે પ્રેમનાં પાણી, નહીં વ્હેશે કદી પાછાં.
તરંગો જોરથી કૂદે, વહી જાશે તરત પાછા !
તરંગો અંતરે ઉઠયા, નહીં જાશે કદી પાછા.
પડયા દિવાલમાં ફાંટા, મળી જાશે કદી પાછા;
પડયા જે માર્ગમાં કાંટા, ન સંધાશે કદી પાછા.
પડેલા જખ્મ ખંજરના, રૂઝાશે તે કદી પાછા;
પડેલા જુલ્મના ઘા તે, ન ભૂલાશે કદી પાછા.
પડયા જે મોતના મ્હોમાં, ઉભા થાશે કદી પાછા;
છતાં પણ બેવફાના ઘા, ન ભૂંસાશે કરી પાછા.

*

# કહે જે તે કરતા નથી !

( ગઝલ–કવ્વાલી. )

ડરો શાને ત્હમે ભુંડા ! અમે કંઈએ ન કરવાના !
  ભસે છે શ્વાન જે મ્હોટે, કદી તે ના કરડવાના !
ગગનમાં ગાજતા મેઘો, ઉછાળે પેટનાં પાણી;
  બહુ ગાજે બની ગાંડા, કદિ તે નહીં વરસવાના !
ગુમાની જે બની ગાંડા, કરે મ્હોડે બહુ બકવા—
  કદી તે હામ ભીડીને, કરી ના કાર્ય શકવાના !
ભરેલું તાવથી હૈયું, બબડતું સન્નિપાતેથી;
  કહો શો દમ રહ્યો તેમાં ? બિછાને સુઈ મરવાના !
કરે તે ના કહે મ્હોડે, કરે તે ના બકે ઝાઝું—
  ન જાણે કર્મના ભેદો, કહો તે કેમ તરવાના ?
નદીને તીર બેસીને, કરી બહુ પારની વાતો;
  ન બાંધ્યો પૂલ એકે તે, કહો ક્યાંથી ઉતરવાના ?
ઉભી છે સંગ પ્હાડોની, દીવાલો લાખ આડે જ્યાં—
  ન તોડયો એક પણ પ્હાણો, કહો શું દુર્ગ ચ્હડવાના ?
થશે જ્યારે હૃદય તૈયાર, કરવા કાર્ય અંતરનું;
  કરી દેખાડશે પળમાં, નહીં મ્હોડે બબડવાના !
દૃઢસંકલ્પની શક્તિ, હમે વેદાંતમાં શીખ્યા;
  ઉતારી યોગમાં આજે, હમારૂં કર્મ ઘડવાના.
હજારો આડ એ ટાળ્યું, હમારે માર્ગ જો આવે;
  લગાવી આગની ફૂંકે, હજારો વિઘ્ન હરવાના !
ન કહેશો કંઈ નથી કરતા, ન કહેશો અંતરે ડરતા;
  કરે તે ના કહે કરીએ, ભલે એ જીવ મરવાના !

*

## અંતરમાં લાગી કે ન લાગી ?

( ભૈરવીની છાયા )

ઉભો શરણુ માગી, લગની લાગી કે ન લાગી ?
માયા બધી ત્યાગી જગની, લાગી કે ન લાગી ?
મોહના પડદા ઉતારી, સત્તા મમતા વિસારી;
તોયે મને તારી લગની, લાગી કે ન લાગી ?

ઇચ્છા થાય જાઉં ભાગી, જ્યોતિ ઝગારમાં જાગી;
શ્રીપદનો રાગી, દેવા ! લાગી કે ન લાગી ?
ઉપાડીને વેહવીણા, છેડ્યાં તાન ઝીણાં તીણાં;
વાણીની કટારી દિલમાં, લાગી કે ન લાગી ?

આશાની જલાવી હોળી, શરીરે વિભૂતિ ચોળી;
ખોલી આંખ જોતો, હજુએ લાગી કે ન લાગી ?
ઈશ્કનો આતશ ઉઠાવી, હાથમાં ઝોળી ઉપાડી;
જામગિરી દાગી, હજુએ લાગી કે ન લાગી ?

થયો હું બધાનો, છોડ્યાં બધાંને તથાપિ;
નહિયો નયનની તાગી, લાગી કે ન લાગી ?
આસના દોરીમાં પ્રોયાં, અમે પ્રાણ મોતી;
સુગંધી તમારી તેમાં, લાગી કે ન લાગી ?

જીવ્યું ન જીવ્યું જ્યાં જ્યાં, તમને ન જોયા;
હમે હાથ ધોયા હેતે, લાગી કે ન લાગી ?
મેવા, ધન માલ ત્યાગી, સેવાધન શોધ્યું;
દ્વાર તારે આવી ઉભા, લાગી કે ન લાગી ?

એકતા સમાય તેમાં, સ્નેહભાવ શોભા જેવા;
સુરતાની દોરી સાંધી, લાગી કે ન લાગી ?
ભક્તિમાં ભર્યો તમે તો, અમે કેમ દૂર બેઠા ?!
સ્વીકારો ચરણમાં, લગની લાગી કે ન લાગી ?

*

## સાત્વિક સાધના.

સ્વદેશ-ભક્તિ સાધતાં, સહાય સંકટો નડે:
પળે પળે શિર અનેક, આફ્તો તૂટી પડે.
વિપત્તિ-વાદળો વિશેષ, જોર શોર ગડગડે;
અભાગ્ય-મેઘ દીન દેશભક્ત-મસ્તકે ચ્હડે !
ડરે નહિ, હઠે નહિ, ન કર્મ મર્મ ચૂકશે;
મરે હજાર વાર પણ ન પુત્ર ધર્મ મૂકશે.
ગુમાવશે સ્વદેહ-ગેહ, જેહ માતૃભક્ત છે;
ન લોપશે ગ્રહેલ માર્ગ, ભારતાનુરક્ત જે.

*

## અટલ પ્રતિજ્ઞા.

( લાવણી )

દુર્જય થઇ સાહસમાં, પોષુ પ્રાણ પ્રતિજ્ઞા કલ્પતરૂ;
કાર્ય કાળ પ્રતિપન્ન થતાં, નિજપથને મરતાં નહિ ચૂકું.
સત્યવૃત્તનું પાલન કરતાં, સુખ મૃત્યુને શ્વાસે છે;
નષ્ટ પ્રતિજ્ઞા થતી હૃદયમાં, અમૃત વિષવત્ ભાસે છે.
સત્ય વિહીન જીવન પણ જગમાં, નર્કાગાર પ્રમાણ્યું છે;
સત્યપથે કદી નર્ક મળે તો, સ્વર્ગ સુખ તે જાણ્યું છે.
પ્રાણાન્તે પણ ધર્મ ન ત્યજવો, શ્રીકૃષ્ણે સદ્બોધ કર્યો;
ભારત બાળક કાગબળે, એ ઉપદેશામૃતને વિસર્યો.

# " તો શું ? "

( ગઝલ—કવ્વાલી. )

અમારૂં આખરે મૃત્યુ, સુયત્નોમાં થયું તો શું ?
પ્રયત્નોમાં બધું આયુષ, જો વીતી ગયું તો શું ?

ગૂમાવી પૂર્વનું ગૌરવ, ઉઘાડયું આજ દર્દે-દિલ !
જલાવ્યું ઘર લગાવ્યો દવ, હવે વન ના રહ્યું તો શું ?

કરીને જ્ઞાનનું મર્દન, ચ્હડાવી ચેતના-ચંદન;
સુધાર્યું મોક્ષનું સાધન, બીજું કંઈ ના રહ્યું તો શું ?

બદન પર ખાખ ચોળીને, હવે ધુણી ધખાવી છે:
નવા લેખો લખાવીને, પછી સંકટ સહ્યું તો શું ?

થયા જે ખાખથી પેદા. થવાના ખાખમાં ભેગા;
ઉગ્યું જે પાંદડું આજે, સવારે તે ખર્યું તો શું ?

લખ્યું છે જન્મથી મૃત્યુ, થયું જે પ્રાપ્ત તે વીત્યું;
ભળ્યું રૂ જે હતું કાંત્યું, સુધાર્યું તે સર્યું તો શું ?

મળે છે તાંતણા ભેગા, બને છે વસ્ત્રના ધાગા:
બળે તે આખરે વાઘા, થયું જીવ્યું મળ્યું તો શું ?

કુહાડો કાળનો કુડો, કરે છે સર્વનો ચૂરો;
પછી નિજ કર્મ કરતાં, પાપીએ જીવન હર્યું તો શું ?

ગરજતી મેઘની ઝાડી, તૂટે જેમ ફૂટતી ધાણી;
ચડયાં તે ઉતરે પાણી, કદી આજે વહ્યાં તો શું ?

પ્રલયની આગ ફૂંકે છે, બળીને ઝાડ ઝૂકે છે;

બગીચા સર્વ સૂકે છે, પછી છેલ્લું દહ્યું તો શું ?

બળે પેદા થવા માટે, મરે છે જન્મવા માટે;
મરીશું જીવવા માટે, પછી આ તન ગયું તો શું ?

જતું તે આવવા માટે, મથે છે સૃષ્ટિ શિર સાટે;
જવું જગની સીધી વાટે, પછી જીવન ગયું તો શું ?

ગયું કહિ સર્વ ધન તો શું ? રહ્યું કહિ એક મન તો શું ?
પછી સાધન રહ્યું તો શું ? તપોવન ના રહ્યું તો શું ?

*

ઠગી હમને હસ્યા બહુએ હવે હસનાર નથી.

( સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ—એ લય.

જનારા તે જશું, રોકયા હમે રહેનાર નથી:
વૃથા છે યત્ન બધા, જિન્દગીમાં સાર નથી.

ઘુંટાવો બૂટીઓ કે ધાતુઓની ખાખ હમે;
જવાનો વખ્ત થયો, ત્યાં કશો ઉપચાર નથી.

તેડાવો વૈદ, સૈયદ, સાંઈ તે બરબાદ જશે !
નકામા હાથ ઘસો શું ? કશું વળનાર નથી.

જપાવો મંત્ર, રાખો આખડીઓ લાખ રખે;
બડા જાદુગરોનો કાર કંઇ થનાર નથી.

તુટેલા તાર સાંધવાનો, શો મલમ બતાવો:
આપે કોઈ જીંદગી, એવો અહિં હુશિયાર નથી.

રડીને કેટલું કહોને, તમે અહિં રાખવાના ?
રડો નિજ સ્વાર્થને તેમાં કશો ઉપકાર નથી.

ભલે ફુસલાવી, પટાવી, તમે મનાવો મથી;
ગણ્યું નિઃસાર, તેમાં સાર સમજનાર નથી.

ન આલમ જાણતી, કહીએ શું અમે આજ કથી ?
જવાના તે જશું, રહેનાર તો જિન્હાર નથી.

નથી આશક નથી માશુક, તજી ઉલ્ફત બધીએ;
ખરા દીલથી હમે, કદિ વસ્લના દિલદાર નથી.

નથી વ્હાલા કે વ્હાલીના, ન ભાઇ મિત્ર તણા;
હમે હરના થયા, પરનો હવે અધિકાર નથી.

લખાવી હિજ્ર નસીબે, તબાહ આજ કરી;
ભલાઇ કે બુરાઇનો, હવે સુમાર નથી.

ભલે ગુનાહ ગણો, તેનીયે પરવાહ ત્યજી;
હમારી ચશ્મને અપરાધનો ઇનકાર નથી.

ભલે દિદાર ગણો કે તમે દરકાર ત્યજો;
જીત્યા જગમાં હમે, કદીએ કબૂલી હાર નથી.

ડુબ્યા નિજ આત્મતત્વસિંધુને તળીએ હમે તો
વિનાશી વિશ્વની વ્યાધિ તણો વિચાર નથી.

ઉપરથી ભાવ બતાવી, કર્યા ઉરઘાવ ત્હમે;
ઠગી હમને હસ્યા બહુએ, હવે હસનાર નથી.

*

# ખોટા પ્રેમને જવાબ.

( ગઝલ—કવ્વાલી. )

બગાડી હાથથી બાજી, કરાવો યાદ શા માટે ?
તમે છો જાનથી રાજી, પછી ફરિયાદ શા માટે ?
કહ્યો છે પ્રેમને ચિંતામણી કે કલ્પતરૂ જેવો;
પછાડી પ્રેમ પથ્થરમાં, કરો વિવાદ શા માટે ?
વખાણે સ્વર્ગમાં દેવો, અને પૂજે જનો મહીંમાં,
અમૂલો પ્રેમનો મહિમા, કરો બરબાદ શા માટે ?
પ્રણય ચિંતામણી અડતાં, બને છે લોહનું સોનું;
કહોછો પ્રેમ છે પૂરો, છતાં આ વાદ શા માટે ?
સમાયું સ્નેહમાં સઘળું, કહે સૌ શાસ્ત્રો પોકારી;
છતાં ઓછું ગણી પરને, કરો છો સાદ શા માટે ?
હૃદયના પ્રેમની આંખો, ન દેખે દોષ પ્રેમીનો;
અચળ સિદ્ધાંત આલમનો, તમે છો બાદ શા માટે ?
નથી કંઇ નેમ રહેતો પ્રેમમાં, એવું કહે દાના;
ધરીને વ્હેમ દિલબરમાં, કરો વિખવાદ શા માટે ?
ભુલાવી ભેદને પ્રીતિ, અમારા કે'વરાવો છો !
કરો મારૂં અને તારૂં, મુકી મર્યાદ શા માટે ?
સદાયે પ્રેમભીનું દિલ, ચહે કલ્યાણ પ્રેમીનું;
જગતની લાલચો માટે, કર્યો બરબાદ શા માટે ?
કહી પ્રેમી તમે મ્હોડે, ઉખેડો છેક દુનિયાંથી !
બનીને સ્વાર્થમાં અંધા ન લેતા દાદ શા માટે ?
રહે છે એક રંગે અંતરો સંધાય જે પ્રેમે;
હમે બરબાદ બનતા, ત્યાં તમે આબાદ શા માટે ?

## ૮૫

# ગુમાવેલું સ્નેહરત્ન

(ગજલ—કવ્વાલી.)

પ્રિયે ત્હારી ખુબી ગાતાં, નયન આંસુ વહાવું હું,
  જીવીને પ્રાણ વહી જાતાં, નહિ જુઠો કહાવું હું.
જતાં વ્હાલી ગયું સર્વે, રહ્યું નહીં હાથ કંઈ મ્હારે ;
  હવે તે જીવવું શાને ? મરી તુજ પાસ આવું હું !
હતું સ્વપ્નું ગયું ઉડી, ગયું તેની નિશાની શી ?
  નિશાની જે અસર પાછી, રહી તેને ભૂલાવું હું .
નથી દરકાર દુનિયાંની, ગણી બાજી બધી ફાની;
  હવે પરવાહ તે શાની ? અલખ મસ્તી મચાવું હું.
રહી વૈરાગ્યને રંગે, ચઢીને જ્યોતિને જંગે;
  હવે કફની ધરી અંગે, જઇ જંગલ જગાવું હું.
બધે મૂર્તિ ભરી ત્હારી, પલક પણ ના થતી ન્યારી;
  છબિલી છાપ પ્યારીની, છપાવીને પૂજાવું હું.
હતાં આં ખ્યાલ ને સ્વપ્નાં, હતી શી અંતરે વાંચ્છા ?
  બતાવી શાં લૂલાં બ્હાનાં, જતી રહી ક્યાં ? જણાવું હું.
તૃષા મ્હારી રહી અધુરી, ન ઇચ્છા એક થઈ પુરી;
  અધરના હાસ્યને મધુરી ! હવે તે ક્યાંથી લાવું હું.
કમળનયને ! પ્રિયે કમળે ! ધવલ યશ પાથર્યા ધવલે !
  બિમળ કરી દાસ ઉર વિમળે ! ગઈ ક્યારે ? બોલાવું હું.
અલૌકિક ચિત્ર એ ન્યારૂં, પૂર્યું બહુ રંગથી પ્યારૂં;
  ભૂંસાયું ચિત્ર એ મ્હારૂં, વિભૂતિ તન ભૂંસાવું હું.

*

## દિદાર યાચના.

( ગઝલ—કવ્વાલી. )

હૃદય સ્વામી ! નયન તારા ! જીવન આધાર છો મ્હારા !
જીગરના દેશપર પ્યારા ! પરમસત્તા તમારી છે !

નજર મળતાં હૃદય ફૂલે, બનાવી દાસી વિણ મૂલે;
હૃદય વ્યાપી પ્રણુય ઝુલે ! સદા ઝુલાવનારી છે.

હૃદયના પ્રેમ ઉપવનમાં, પ્રણુયની કુંજકાનનમાં;
વિરહ મીઠડાં વિલાસનમાં પ્રભુજીની પથારી છે.

ખિલ્યાં ફુલડાં વિવિધ ન્યારાં, સીંચ્યા પ્રેમે કનક ક્યારા;
હૃદયસિંહાસને પ્યારા ! પધારો અર્જ મ્હારી છે.

પૂર્યા છે પ્રેમમંદિરમાં, જશો વ્હાલા હવે તે ક્યાં ?
પડે પગલાં ત્હમારાં ત્યાં, હમારી રાહદારી છે.

મળે છે ચાર આંખો જ્યાં, વહે છે પ્રેમનાં ઝરણાં;
હૃદય એકતાર સંધાતા ! અજબ કંઇ એ ખુમારી છે.

શરણુગત કિંકરી જાણી, કરો પગલાં દયા આણી;
તમારી મીઠડી વાણી, મ્હને તો પ્રાણ પ્યારી છે.

જીવ્યું પળવાર નાહિ જાશે, અકારી જીંદગી થાશે;
ભલી હો કે નઠારી હો, છતાં નારી બિચારી છે.

બધી તૈયારીઓ કીધી, પરિજનને રજા દીધી;
પથારી પાથરી લીધી, હવે ખોટી તમારી છે.

*

# પ્રીતિની ડાબી જમણી.

( ગઝલ—કવ્વાલી. )

જગતના સ્વાર્થ કે ધન લોભને આધીન જે પ્રીતિ;
બને વેચાણુ બાઝારે, ખરેખર દીન એ પ્રીતિ.
હઠે પાછી પડી આછી, નજર ચડતાં જરા ભીતિ;
દુઃખો પડતાં ડગે ભાગે, બની રસહીન એ પ્રીતિ.
બધાંને સ્વાર્થ વ્હાલો છે, બન્યો એ પ્યારનો પાયો;
રહે છે ક્ષુદ્ર પ્રેમીથી, ખરેખર ભિન્ન એ પ્રીતિ.
ન શોધે સ્વાર્થની બાજી, રહે દુઃખમાં સદા રાજી;
સદા આનંદમાં ગાજી, રહી ત્યાં લીન એ પ્રીતિ.
મરે ત્યારે મળે સાથે, તરે ત્યારે ભરી બાથે;
જીવે જે વારિની સાથે, સમજતાં મીન એ પ્રીતિ.
પતંગો દીપમાં બળતાં, જીવન નિજ જ્યોતને ગણતાં;
મરે પણ પ્રેમને ખોળે, બની ભયહીન એ પ્રીતિ.
પરસ્પર પ્રાણ સાંધીને, હૃદયના તાર બાંધીને;
ન સાધી એકતા જેમાં, ખરી મિસ્કીન એ પ્રીતિ.
ભવોભવમાં વિના ભીતિ, હજારો રાતડી વીતી;
પ્રભુના કોપથી બ્હીતી, બની તલ્લીન એ પ્રીતિ.
જગને સ્હેજમાં જીતી, વહે છે એ પુનિત પ્રીતિ;
નથી લગની હૃદય વ્હેતી, ખસે ત્યાં ખિન્ન એ પ્રીતિ.
જગતના સ્વાર્થને દોરે, ગુંથી જે મર્મની ગ્રંથી;
પૂર્યાં ધન લોભનાં ચિત્રો, ખરે છે તુચ્છ એ પ્રીતિ.

*

## હૃદય નૃત્ય લીલા !

( જોબનના રંગમાં ઝૂલે–એ લય. )

મ્હારૂં હૃદય રંગમાં નાચે !
પારસમણિ પ્રભુ પ્રેમની પામ્યો,
ઘટઘટ ભજનામૃત રસ જામ્યો;
કેમ રીઝે મન કાચે ?–મ્હારૂં.

કંચન, કામિની, કંટક, કંકર
શું કરવા સાંપડતાં શંકર ?
બ્રહ્મરસે ઉર રાચે:–મ્હારૂં.

કાચા રંગ પતંગ અંગના,
ઘેન ગયાં અજ્ઞાન ભાંગનાં;
મન રંગ્યું કસુંબે સાચે !–મ્હારૂં.

શી છે પરવા જગને જનની ?
ખાણ મળી જ્યાં ભક્તિ ધનની ?
મ્હારો વ્હાલો મનડું વાંચે !–મ્હારૂં.

સ્વીકારજો સ્વામિન્ ! સેવામાં,
ભક્તિરસ લેવા દેવામાં !
વસંત એજ ઉર યાચે !–મ્હારૂં.

*



ન હોજો સ્વર્ગ કંઈ બીજું જીગરની ગોદમાં જન્નત:
અને આ જીંદગાનીની, બધી લહેજત બધી લેશું.

U. RAY & SONS, CALCUTTA.

## પ્રેમી કે પાગલ?

( ગઝલ—કવ્વાલી. )

જીગરથી ચાહનારાને, જીગર સાથે જડી દેશું;
  કદર જે પ્રેમની કરશે, પગે તેને પડી રહેશું.

નથી શીખ્યા હમે તો પાઠ, દુનિયામાં જુદાઈના;
  ગણે જે એક તેનાથી, સદાયે એક થઇ રહેશું.

ન દીઠું સ્વર્ગ કંઈ બીજું, જીગરની ગોદમાં જીન્નત;
  અને આ જીદગાનીની. ખરી લ્હેજત ભરી લેશું.

ગણે ના જે જુદાઈ, તેમની મીઠી ગુલામીમાં;
  હમે તો મોક્ષ માનીને, હમેશાં મસ્ત થઈ રહેશું.

ભરી બાઝારમાં આવ્યા, ખરીદી દિલ તણી કરવા;
  સમર્પી દિલ અને દુનિયા, ખરીદી દિલ અમે લેશું.

કટુ કહેશો દગો દેશો, કદી ઝૂંટી બધું લેશો;
  હમે ત્હોયે ત્હમારૂં તો! હસીને દિલ હરિ લેશું.

જીગરથી તંગ બાંધ્યો બંધ, નહિ તોડયો કદિ તૂટે;
  અજલ જો આવશે ત્હોયે, હસીને દિલ કસી લેશું!

દગાબાજી કરી કિસ્મત, કદિ દેશે જલાવી તો;
  જિગરની ખાખ ભૂંસીને, સદા આનંદમાં રહીશું.

અલખની ઇશ્ક ધૂનિમાં, ખુદાઈ નૂર પૂરીને;
  ટળી માલીક કે બંદા, અમે તો એક થઇ રહેશું!

# છતાંયે પ્રેમ નહિ છુટે.

( ગઝલ—કવ્વાલી. )

કદિ આકાશ શિર તૂટે, છતાંયે પ્રેમ નહિ છુટે !
કદિ જો વજ્રમાં ફૂટે, છતાંયે પ્રેમ નહિ છુટે !
સુરત જાગી, લગન લાગી, અગન આ અંગમાં વ્યાપી;
ન માપી જાય ઉર ઇચ્છા, કદીયે પ્રેમ નહિ છુટે !
પૂરે છો! કેદખાનામાં, છુપાવે કંઈ ઝનાનામાં;
પ્રગટશે આપ એ જ્યોતિ, છતાંયે પ્રેમ નહિ છુટે !
પિછાણ્યો પ્રેમ પ્રલ્હાદે, પછાડયું વિશ્વને પગથી:
ધ્રુજાવ્યા સપ્તલોકોને, છતાંયે પ્રેમ નહિ છુટે !
ઉખેડયા પ્હાડ પાતાળો, વિખેરી વજ્ર છાટોને:
ઉઘાડયા લોહના સ્થંભો, છતાંયે પ્રેમ નહિ છુટે !
પિછાણ્યો પ્રેમ ધ્રુવબાલે, અકાલે યોગમાં મ્હાલે;
નચાવ્યું ઈંદ્રપદ તાલે, છતાંયે પ્રેમ નહિ છુટે !
હૃદયમાં પ્રેમ લય જાગી, ઉપાધિ વ્યાધિયો ભાગી !
રતિ ભીતિ બધી ત્યાગી, છતાંયે પ્રેમ નહિ છુટે !
ત્યજાશે દેહના બંધો, ત્યજાશે સ્નેહ-સંબંધો;
હૃદયના મર્મબંધનો, છતાંયે પ્રેમ નહિ છુટે !
કરમાશે કનક-કાયા, વિલાસે વિશ્વની માયા;
હરાશે હામ ને હૈયાં, તથાપિ પ્રેમ નહિ છુટે !
જડાયો જીવ સાથે જે, નસોના રકતમાં વહે છે;
રમે છે રોમ રોમે તે, કદીયે પ્રેમ નહિ છુટે.

ખરો એ પ્રેમ હનુમંતે, બતાવ્યો ચર્મ ચીરીને;
　લખાવ્યા રામને રોમે, કહીયે પ્રેમ નહિ છુટે !
હતો એ પ્રેમ સીતાનો, બુઝાવી આગની ઝાળો;
　કદિ જો આગમાં બાળો, તથાપિ પ્રેમ નહિ છુટે.
બુઝાવી આગ એ દેશે, ઉલેચી નીરને વ્હેશે;
　સદા છે ! છે ! અને રહેશે ! કહીયે પ્રેમ નહિ છુટે !
જુઓ આ ! ક્રૂર જોનારા ! જુઓ કરી કોટી ટુકડાઓ !
　લખ્યો છે અંતરે ઉંડો, કહીયે પ્રેમ નહિ છુટે.
હસે છે આજ જોનારા, જશે એ સર્વ રોનારા !
　હસે છે એ જશે તોયે, કહીયે પ્રેમ નહિ છુટે.
જશે એ ને અમે જઈશું, જવાનો માર્ગ છે સૌનો;
　જશે નહિ એક એનો એ, કહીયે પ્રેમ નહિ છુટે !
જનારાને જવા દેશું, બહુ જોનારને જોશું;
　જવું-જોવું-બધું લેશું, તથાપિ પ્રેમ નહિ છુટે.
દિશાઓ ડગમગાવીને, ગગન આ ખળભળાવીને;
　અમર રેણુ ઝુલાવીને, કહીયે પ્રેમ નહિ છુટે.
પ્રભુએ પ્રેમને પૂજે, જગત્ સૌ પ્રેમથી ધ્રુજે;
　ખરૂં એ શાસ્ત્રને સૂજે, છતાંયે પ્રેમ નહિ છુટે.
જશે એ ઈલ્મ ને આલમ, જશે સૌ ઈલ્મનાં પોથાં;
　જશે સૌ બોલનારાઓ, છતાંયે પ્રેમ નહિ છુટે.
ન રહેશે બોલવું-કહેવું, ન સાંભળવું અને દેવું;
　જશે આ વિશ્વનું સઘળું, તથાપિ પ્રેમ નહિ છુટે.

*

## પ્રેમ કે પક્ષપાત ?

ગઝલ—કવ્વાલી. )

ગણ્યા મેં એક અંતરમાં, હજારો આપ લઇ બેઠા !
  કલેજાં કાપવાનો શું, ઇજારો આપ લઈ બેઠા !
કહી વાતો વફાઇની, છુરી વીંઝી સફાઇની !
  તમે તો બેવફાઈની, સદાની છાપ લઈ બેઠા !
પરાણે પ્રેમ બાંધીને, ઝહરનાં તીર સાંધીને;
  વગર તોડયો -વગર માંગ્યો, તમે સંતાપ લઈ બેઠા !
વફાઈનો ત્યજી સીધો, લીધો છે રાહ શે ઉંધો ?
  દિવસને રાત ગણવાની, તમે ભૂલથાપ લઇ બેઠા !
અમે ચાલ્યા ઉગમણા ત્યાં, તમે વહેનાર આથમણા;
  વૃથા કલ્યાણને બદલે, રૂદન આલાપ લઇ બેઠા !
હૃદય માટે હૃદય દીધું, ન દીધું ને કપટ કીધું !
  હતું તે ખુંચવી લીધું, હૃદયનો શાપ લઇ બેઠા !
સુણી સુર સ્નેહ સીંચેલા, હૃદય હરણાં બન્યાં ઘેલાં
  પછી હણવા તમે શું-હાથમાં આ ચાપ લઈ બેઠા !
કહો છો પ્રેમને પૂજો, છતાં શું સ્વાર્થમાં ગુંજો !
  પ્રજાળી પુણ્યના પુંજો, તમે શું પાપ લઈ બેઠા !
હણો તો એક ફટકાથી, ન પીડો લાખ ચટકાથી;
  અમારાં પ્રેમ લટકાંથી, દગાનું માપ લઈ બેઠા !
કદમમાં મૂકતાં માથું, ઉઠાવો તીર ને ભાથું !
  સનમ ! સંતાપવા સાધુ, સીતારો આપ લઇ બેઠા !
ગુલામી જ્ઞાનની કરવા, અમે મંત્રો ચહ્યા ગરવા;
  બની કાતિલ કહર કરવા મુજારો આપ લઇ બેઠા !

# મસ્ત પ્રેમનો પ્યાલો.

( ગઝલ—કવ્વાલી. )

અજબ એ પ્રેમનો પ્યાલો, હુનોને પ્રાણુ પ્યારો છે !
અમરપદ પ્રાપ્ત કરનારો, બધાંનો એ ઉતારો છે !
હુમારી ઇષ્ટતા એમાં, ગણી છે શ્રેષ્ઠતા જેમાં !
સફળ સત્તા હરફ એમાં, હુમારો 'પ્રેમ' ન્યારો છે.
કલ્પતરૂ, કામધેનુ કે, કહે ચિંતામણિ કોઇ;
સકળમાં શ્રેષ્ઠ ચેતન એ, પ્રભુમય પ્રેમ પ્યારો છે !
કરે જડમાં જીવન સ્ફૂર્તિ, ધરે સંજીવની મૂર્તિ !
અમીમય પ્રેમની પૂર્તિ, પ્રભુતા પ્રેરનારો છે !
હૃદય સર્વસ્વ સોંપીને, નિયમદોરી વિલોપીને;
લખે લખ સૃષ્ટિ ગોપી તે, અજબ કંઈ પ્રેમધારો છે !
અલખ એ નંદનંદન છે, ચતુરનું ચિત્તચંદન છે !
હુમારા લક્ષવંદનને, જડયા ત્યાં યંત્રતારો છે !
ભજે છે દેવગણ સ્વર્ગે, સજે છે દૈત્ય પાતાળે;
અલખ-લખ પ્રેમ એકજ એ, સુખદ સેતુ હુમારો છે.
દીધો એ દેવસેવામાં, પીધો એ દેશ સેવામાં;
લીધો છે મોક્ષમેવામાં, જગતને તારનારો છે.
ન કહેશો પ્રેમ છોડી દો, ન-કહેશો, તાર તોડી દો !
કહો કે "જાન જોડી દો" ન કોઇ હારનારો છે !
કહે કોઈ પ્રેમને સ્વાર્થી, કહે છે કોઇ પરમાર્થી;
હુમારાં બેયનો સાથી, હુમારો 'પ્રેમ' ન્યારો છે !
ભરી છે ઈશની શક્તિ, ઝરી ત્યાં શિષ્યની ભક્તિ;

કરીને દિવ્ય રસપૂર્તિ, પ્રભુજી ખેલનારો છે !
પ્રભુનો સર્વ વ્યાપક 'પ', જડયો રાધા રમણુનો 'ર';
મળ્યો મુકુંદનો ત્યાં 'મ' ત્રિપુટી તારનારો છે !
હમારા રામ ને સીતા, હમારા કૃષ્ણુની ગીતા;
ભરી એ જામને પીતાં ! બધો બીજો લવારો છે !
સ્વજનનો કનક-ક્યારો એ, વિજનને તો અકારો છે;
જગતનો એ કીનારો ને, હમારો તો સીતારો છે !
મરીશું તોય એ રસમાં, ધરીશું જન્મ ફરી તેમાં;
લુંટાવીશું યુગેયુગમાં ! છતાં દીઠો વધારો છે !
ખરી એ મસ્તી મહોબતની, ભરીને જામ ઉલ્ફતની;
ઝુકાવી નાવ કિસ્મતની, એ સૌને તારનારો છે !

*

## પ્રેમ-યોગમાં ઐકયતા.

(લાવણી.)

છે યોગ માર્ગ દુર્ગમ, સ્વાર્થી રોગીને;
એ યોગ માર્ગ છે સુગમ પ્રેમયોગીને !
એ યોગ, હૃદય સંયોગ, શુદ્ધ પ્રેમીનો !
એ યોગ, કુતિનો ભોગ, ક્ષુદ્ર વ્હેમીનો !
નરનારી સંગમ થાય, ધાવા પૃથ્વીમાં !
આ વંસુધરા આકાશ, હસંતાં ધીમાં !
ઉપર નીચે, આગળ પાછળ સૌ સ્થળમાં !
યુગમાં હીંચે ચોપાસ પૃથ્વીના પડમાં !

બળમાં કળમાં પળપળમાં વ્હેતા જળમાં !
શું સૂર્ય એકલો કદી ગગનમાં આવરતો ?
ના સદા રોહિણી સાથ સાથ લઇ ફરતો !
શું ચંદ્ર એકલો કહિ ફરે આકાશે ?
ના ! સદા કૌમુદી સંગ રંગ પ્રકાશે !
સપ્તર્ષિના ચમકાર, કરે સતકાર પ્રેમભોગીનો !
ત્યા અરૂંધતી મહા સતી સ્હમજતી મહા ધર્મયોગીનો.
આ ઉપર જે દેખાય નહિં પણ એજ થાય ન થાશે!
આ પ્રેમયોગનો વાયુ, વિશ્વમાં વ્હાય સદાયે વ્હાશે !
આ નદી વહીને, સાગરપતિને મળતી !
આ મધુરી સાકર મળી, દુધમાં ગળતી !
આ લતા વૃક્ષપતિ કંઠ, વળગતી વ્હાલે !
આપત્તિ સતીની સાથ, મળી દમયંતી મ્હાલે !
જ્યાં જડ ચેતન જોડાય, જીવ ત્યાં થાય સૃષ્ટિ ઉભરાતી;
ગાંડી-માયામાં ફસે, બની મદમાતી !
ગાંડાં ગાંડી પણ ઠગે, અવરને ગાંડી !
ગાંડી માયાએ ઠગી, સૃષ્ટિ આ માંડી !
એ સૃષ્ટિના સૃજનાર, મોહ ભરનાર નારથી છેટા !
ના નિરખો લક્ષ્મી સાથ, શ્રીહરિ નાથ ! પ્રેમમાં બેઠા !
એ પ્રેમ કમળાની ખીલી પાંખડી નવલી
કળિયે કળિયે, કંઇ ઝીલી પ્રીતિજ રસીલી !
એ પ્રીતિમા સાક્ષત્ શ્રીબ્રહ્મા તાત ! ભાવથી પ્રકટ્યા !
સરજીને સૃષ્ટિ સિંહનાદ કરી ગરજ્યા !

*

# મને ના ભૂલશો પ્યારા !

( ગઝલ—કવ્વાલી. )

હૃદય આધાર છો મ્હારા, મ્હને ના ભૂલશો પ્યારા !
વિરહ દુઃખ–દર્દ હરનારા! મ્હને ના ભૂલશો પ્યારા !
તમારે કાજ તરફડતી, રહી હું રાતદિન રડતી;
સહું છું દુઃખના ભારા, મ્હને ના ભૂલશો પ્યારા !
વિરહના તાપમાં તાવી, બનાવી બ્હાવરી બાવી;
પતીજ શું તે છતાં નાવી ? મ્હને ના ભૂલશો પ્યારા !
જપું છું આપની માળા, ગણું છું વર્ષના ગાળા;
બિચારી દીન છું દારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લીધો છે ભેખ તમ કાજે, બની છું બાવી હું આજે;
બની છું સજજ રતિ સાજે, મ્હને ભૂલશો પ્યારા !
લગાવી પ્રેમની ચાવી, ત્રિજોરી દિવ્ય ખોલાવી;
પ્રણુય–સુખ રત્ન લૂટાવી, મ્હને ના ભૂલશો પ્યારા !
હૃદયને શાન્તિ કરનારા, જીવન જ્યોતિ જગત્નારા;
વિરહ દઇ દુઃખ હરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લીધી છે પ્રેમની દિક્ષા, દીધી છે સ્નેહની શિક્ષા;
તિતિક્ષા તિવ્ર કરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લગાવી આપની લગની, ભૂલાવી વાત સૌ જગની;
નયન પ્રેમે નચવનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
ઘડીમાં શું હસાવો છો, વળી પાછી રડાવો છો !
અનૂઠા ખેલ કરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
યુગે યુગની જુદાઇ છે ! ઘટા ઘેરી છવાઇ છે;

નજરમાં બેવફાઇ છે ! મ્હને ના ભૂલશો પ્યારા !
ત્યજી ઘરબાર ને નારી, થયા શા કાજ સંન્યાસી !
લગાવી ખાખ ફરનારા, મ્હને ના ભૂલશો પ્યારા!
ધરી શૃંગી અને શેલી, બની હું આપની ચેલી;
ગુરૂજી જ્ઞાન દેનારા, મ્હને ના ભૂલશો પ્યારા !

*

## અચળ પ્રતિજ્ઞા.

ગઝલ—કવ્વાલી. )

ગુણો ગૌરાંગના ગાવા, પ્રતિજ્ઞા આજ કીધી છે;
સુધારસ પ્રેમનો પાવા, અનુજ્ઞા આજ લીધી છે.
ન ગમતી જ્ઞાનની વાતો, નથી સંતોષ ઉર થાતો;
બન્યો હું પ્રેમ મદમાતો, ફકિરી આજ લીધી છે.
ન ગમતાં મોહ ને માયા, ગણી છે તુચ્છ આ કાયા;
ચહું છું આપની છાયા, રહી જયાં અષ્ટ સિદ્ધિ છે.
ભુજા ષડ્ દર્શનો જેવી, ગિરામાં શારદાદેવી;
ઝરે શાન્તિ ચરણ કેવી ? મરમની ગ્રંથી વીંધી છે.
હણી છે દુષ્ટતા બહુની, ચણી છે શ્રેષ્ઠતા સહુની;
ઉભા રહી આપને ચરણે, કૃપાની જામ પીધી છે.
પ્રબળ આ પ્રેમના મ્હેલો, રચે ઉભા અજબ ખેલો
પ્રભુરસ અંતરે રેલો, સદાએ રાહ સીધી છે.
નથી ધન-માનની વાંચ્છા, નથી સુખ-સ્વર્ગની ઇચ્છા;
તમારી એક આકાંક્ષા, હૃદય-મન સાથ બાંધી છે.

*

## નજર તું આવશે ક્યારે ?

ગઝલ—કવ્વાલી. )

જીગર ! શોધું ત્હને દર–દર, નજર તું આવશે ક્યારે ?
લખ્યું બહુએ ત્હને દિલભર ! નજર તું આવશે ક્યારે ?
ત્હને હું ખેલતી દેખું, રસિલી પુષ્પક્યારીમાં;
ધરીને રૂપ કળિયોનું, નજર તું આવશે ક્યારે ?
ધસી દરિયાવને તીરે, વહે વાયુ તણી લ્હેરો;
સમીરસર પર ચમન કરતી, નજર તું આવશે ક્યારે ?
પ્રબળ દરિયાવનાં મોજાં, કુદે છે લ્હેરની સાથે;
નથી શું નૃત્ય એ ત્હારૂં ? નજર તું આવશે ક્યારે ?
જલદ આકાશ ભેદીને, ઝરે આફતાબનાં કિરણો;
રસેલી રોશનીથી એ, નજર તું આવશે ક્યારે ?
પવનમાં ઝુલતી ડાળી, હશે ટીશી બની શાની ?
હસાવી આંખની કીકી, નજર તું આવશે ક્યારે ?
બગિચામાં બિછાવી છે, ખુદાએ ખુબસુરતી તે,
પ્રિયે ! છાયા બધી સાથે, નજર તું આવશે ક્યારે ?
દરે દર મ્હેં ત્હને મીઠી ! સહુમાં સૌ રૂપે દીઠી;
નથી જુદી છતાં જુદી, નજર તું આવશે ક્યારે ?
કહે કોઈ જામ જાદૂની, કહે કોઈ ઇશ્કની છાયા;
અમારી જન્મભૂમિમાં, નજર તું આવશે ક્યારે ?
નથી ન્યારી–નથી ન્યારી ! ભરી તું–તું બધે પ્યારી !
જીગરની આંખ ખોલું ત્યાં, નજર તું આવશે ક્યારે ?
મહામાયા પ્રતાપી છે, સકળ બ્રહ્માંડ વ્યાપી છે;

હૃદયવીણા મલાપીને, નજર તું આવશે ક્યારે ?
લબોથી લબ લગાવીને, હૃદય સાથે દબાવીને,
પ્રણયમંત્રો જગાવીને, નજર તું આવશે ક્યારે ?

*

## વ્હાલાનાં રીસામણાં.

( ભૈરવી–ગઝલ. )

આવી છું તુજ દ્વાર આજે, દ્વાર ખોલે કે નહિ ?
પ્રેમનાં લ્હાણાં નિવાજે, પ્રેમ બોલે કે નહિ ?
જન્મ મેં લાખો ધરી, બોલાવવા પ્રતિજ્ઞા કરી;
આવું મરી ફરી જન્મ ધરીને, તોય બોલે કે નહિ ?
ધરી પ્રેમની પાંખો, ઊડું હું યોગના આકાશમાં;
તુજને હું રાતો દિન પોકારૂં, તોય બોલે કે નહિ ?
આંસુના દરિયા વહાવી, બિસ્તરો ભીંજાવતી;
રાત–દિન હા ! હા ! પોકારૂં; તોય બોલે કે નહિ ?
દિમાગનો પ્યાલો કરી, ખુની શરાબી હું ધરૂં;
એ પ્રેમથી જીવન પીવાડું, તોય બોલે કે નહિ ?
આંખડીની પાંપણે, પાલવ પથારી પાદમાં;
રજ લોટતી રડીને પોકારૂં, તોય બોલે કે નહિ ?
આ જીગર ચીરી રોમે રોમે, મૂર્ત્તિ તુજ હું ખડી કરૂં;
હનુમંત થાઉં હજાર તું, પ્યારા હજુ બોલે નહિ ?

*

## દિદારની તૃષા.

ભૈરવી. )

ત્રિભુવનમાં ક્યાંય ન ચેન પડે!
વિરહી આ હૃદય વિહંગ રડે! ત્રિભુવનમાં.

હસિત નયન, નવ કુસુમિત યૌવન,
વિકસિત વદન, કુસુમ તન ઉપવન,
મનહર મૂર્તિ ન દષ્ટે ચ્હડે! ત્રિભુવનમાં.

સુખ સ્વપ્ન સદાનું ઉડી ગયું,
ગયું પુષ્પ, ન પાસ નિશાન રહ્યું;
દર્શન વિણુ દિલડું દીવાનું થયું!
આ જીવન મૃત્યુ સાથ લ્હડે! ત્રિભુવનમાં.

પ્રિય નામ પુકારી, સ્વરૂપ સ્મરી,
નિશિવાસર અંતર ધ્યાન ધરી;
સ્મૃતિધાર અશેષ ઝરંતી સરી;
તરફડતું મન વનમાં રવડે! ત્રિભુવનમાં.

પ્રિયે! આવ, બતાવ, દિદાર જરી!
બળતા અંતરને ઠાર જરી,
મરતાને ઉગાર તું વ્હાર કરી;
ઉર શુષ્ક થયું દુઃખ ભાર વડે! ત્રિભુવનમાં,

*

## રસીલીની લીલા.

ગણી–ભૈરવીની છાયા. )

અજબ છે અલબેલીના ઢંગ !
વાહ ! વાહ ! મોહિની ત્હારા રંગ !

જગાવ્યો જાદુ ભરી શો રંગ !
અજબ છે અલબેલીના ઢંગ !

ટકીલી ચોળી પહેરીને, તાણી બાંધ્યા તંગ;
ખી દુનિયા બને દિવાની, ડાહ્યા ધાતા દંગ ! વાહ !

ચંદ્ર ચળકતો ધર્યે કપાળે કૌમુદી હાસ્ય તરંગ !
ગગન સાડીએ શોભી રહ્યા શા ! ઉડગણ રંગ અનંગ ! વાહ !

પંચતત્ત્વનો પચરંગી, પાથર્યો પ્રગાઢ પલંગ;
ફરિયાળી ચાદર સુંવાળી, શોભે શી નવરંગ ! વાહ !

મુરકીથી ભરમાવી દેતી, ભવ્ય ભ્રુકુટી ભંગ;
કામણગારી આંખલડીથી, ઘાયલ કરતી અંગ ! વાહ !

પુષ્પાયુધ કરમાં ધરી, આડે ઉભો વીર અનંગ !
લપસી લપસી ગયા ઘણાએ, જીત્યા નહિ કોઇ જંગ ! વાહ !

મોહમધુ પી મસ્ત બનેલાં, ઘેલાં મન માતંગ;
હાથેથી હોળીમાં ઝુકે, દીવે જેમ પતંગ ! વાહ !

ફકીરીને શું જામ પીવાડે, નહિ ચ્હડે કંઈ રંગ !
વસન્ત ત્હારે હાથ ન આવે, વાગે ગુરૂગમ ચંગ ! વાહ !

*

## રીસાયલી રામાને ચરણુ !

( ગઝલ. )

ઘુંઘટપટ પ્રાણુ ! ઉઘાડો ! પ્રિયે ! હું તો પગે લાગું !
જરા દિદાર દેખાડો ! ન બીજું હું કશું માગું !
થતાં દિદારની ઝાંખી, ટળી જાશે બધી વ્યાધિ !
શશીને સૂર્ય છે સાક્ષી ! કરગરી એટલું માગું !—ઘુંઘટ૦

ધરી છે દેહ પ્રિય ચરણે, ઉભો કર જોડીને શરણે;
વહેતાં આંસુને ઝરણે, રડી હું એટલું માગું !—ઘુંઘટ૦

પથારી પાપની ત્યાગી, પ્રણુયરજ–રેણુ મ્હેં માગી;
નયનથી ઉંઘ ગઈ ભાગી ! નિરખવા મુખ છબી જાગું !—ઘુંઘટ૦

નથી ગમતું પીવું ખાવું, ન રૂચે આવવું જાવું !
ગમે સંગીત તુજ ગાવું, રસીક રતિરંગ અનુરાગું !—ઘુંઘટ૦

નથી ઉર મોક્ષની ઇચ્છા, નથી ધન માનની વાંચ્છા;
ગળે ઘુંટાય એજ તૃષા, નયનરસ ઝીલવા લાગું !—ઘુંઘટ૦

ત્હમારૂં નામ લઈ નાચું, ત્હમારા રંગમાં રાચું;
ત્હમારાં પ્રેમપદ વાંચું, તમારી રાહ જોઇ જાગું !—ઘુંઘટ૦

ત્હમારૂં સુખ છે સાચું, ગણ્યું બીજું બધું કાચું;
સદા નયને પૂરી રાખું—પછી કહેજો ભલે—"ભાગું"—ઘુંઘટ૦

જરા લ્હેંકો કરી લીધો, દીવાનો દીનને કીધો !
નજર પ્યાલો ભરી પીધો, પછી બીજું ન કંઈ માગું !—ઘુંઘટ૦

ચરણુરજ મોક્ષના મેવા, કદમ ચુમી પ્રેમથી લેવા,—
નિરંતર આણુની સેવા, કરી ભવરોગથી ભાગું !—ઘુંઘટ૦



ઘુંઘટપટ પ્રાણ! ઉઘાડો! પ્રિયે! હું તો પગે લાગું!
જરા દિદાર દેખાડે! ન બીજું હું કશું માગું!

## ૧૦૩
## રિહાઈ કે બેવફાઈ?

( ગઝલ. )

દીલની હતી જે ચાહના, તે આજથી પૂરી થઇ;
  વ્હાલી હતી જે આશના, તે જાનથી બૂરી થઈ.
ઓ! નિંદ! હા! એ ખ્વાબ! ઉલ્ફત જામ આજ ફુટી ગઇ;
  લિઝઝત અમારી ચશ્મની, ઝેરી સનમ ઝુંટી ગઈ.
અલ્મસ્ત એકજ ઇશ્કની, વાતો હવે ખુટી રહી;
  ખ્વારી હમારી થઈ રહી, યારી સનમ લૂંટી રહી.
દિલ, ઇશ્ક દોરી તુટતાં, આ જીંદગી તુટી વહી;
  દિલ, કાચ, મોતી તુટતાં, બાકી રહી બૂટી નહિ.
હા! વશ હવસને થઇ જીગરનાં ખુનમાં બરછી ધરી;
  કંઇ કસ નથી બસ તન બદનમાં સરબસર ચીરે ફરી.
ગુસ્સો વડે જલતાં જીગરમાં આગના સોલા ભરી;
  ન રિબાવ થઇ તું બેહયા! આમુશ કર કત્લે છુરી.
કરી ચાક સીને સાફ ખંજર, બેવફાઇ ખુંચતી;
  પરવાહ શી? આલમ કરૂ, દિલની સફાઈ ઝુંફતી.
આ બેકદરદારી અને યારી હમારી આ રહી;
  જુલ્મે સીતમગારી અને દિલની ખુમારી કયાં વહી?
કદી પ્યારને બદલે ભલે ફાંસી નઝર મળતી અહિં;
  કદી આજ ઉલ્ફતમાં હમારી, શાન જો જલતી રહી.
એ આગને ફાંસી અહિં છે, પાક દોરી ઇશ્કની;
  જે જામ ચાખે ઈશ્કની, તે રાહ જોશે વસ્લની.

*

# અમારી મસ્ત શરાબી.

( ગઝલ--કવ્વાલી. )

જમાવેલી અજબ પ્રેમે, શરાબી ચૂસ્ત મ્હારી છે;
જડાવેલી હૃદય હેમે, નવાબી મસ્ત મ્હારી છે.
ઘણા જ્ઞાની અને ધ્યાની, પીતા એ જામ મસ્તાની;
અજબ અવ્યક્ત એ બાની, શ્રુતિ શબ્દે પુકારી છે.
પીધી એ શંકરે સ્નેહે, અમરપદ પામીને દેહે;
દીધું છે શ્રેષ્ઠપદ દેવે, અમરતા ત્યાં ઉતારી છે.
ભર્યું છે સત્વ ભાવોનું, ઝર્યું ઘૃત પંચતત્વોનું;
ધર્યું ત્યાં તેજ દેવોનું, ખરી ખુબી વધારી છે.
બની, પી, મસ્ત મદમાતા, અમે વિજ્ઞાન ગમ ખાતા;
સ્વરૂપાનંદને ગાતા, અજબ વાણી ઉચારી છે.
ભૂલીને ભાન દુનિયાનું દીવાનાનું ધર્યું બ્હાનું;
પછી દુઃખ હોય તે શાનું ? સુખે સ્હેજે સવારી છે.
પડે એક બુંદ દરિયામાં, બને ત્યાં મોતીના દાણા;
ભરી રંગો નવીનતાના, બધી દુનિયા વિસારી છે.
બન્યા જુના, પુરાણામાં, થયા કંઇ એકથી નાના*
અજબ રૂપો બતાવાના, રસે ધારી ખુમારી છે.
બનીને પૂર્વમાં કાળા, થયા પશ્ચિમમાં ગોરા;
ઉડાવ્યા આત્મના ગોળા, અજબ આ ખેલ ધારી છે !
કરી આકાશની વાતો, ઘડયા દિવસો અને રાતો;
લગાવી ચક્રને લાતો, નવી સૃષ્ટિ સુધારી છે.

* નાના=વિવિધ.

ભૂલીને દુઃખની છાયા, ઘડીને વજ્રની કાયા;
  અકળ કંઇ પ્રેમરસ પાયા, અજબ વાતો વિસારી છે!
હજારોને ભર્યા એકે, હણ્યા લાખો અમે ટેકે;
  ન પીતા જામ તે બ્હેકે, પીએ ત્હેને બિમારી છે!
બિમારી એ અનેરી છે, હમારી જામ ઝેરી છે;
  છતાં એ મોત વેરીની, ધરી ગર્દન વિદારી છે!
અમર પ્યાલો અમે પીધો, મરણનો સ્વાદ પી લીધો;
  જીવન કે મરણનો રસ્તો, ભૂલે એ રાહ ન્યારી છે.
પધારો સંત! પીવાને, જગાવો આત્મ દીવાને;
  વિષય આતિશ બુઝવવાને, સજી આ જામ સારી છે.

*

## હાસ્ય કે હાંસી?

( ગઝલ—કવ્વાલી. )

હસીના! તું હસીને, રંકને શું રોવરાવે છે?
  કરી ઉંચું પ્રથમ માથું, નીચું શું જોવરાવે છે?
ધરીને પ્યાર પહેલુમાં, ભલે કર કત્લ આ ગરદન!
  ફજેતીની ભરી બાઝાર, દાંડી શું પીટાવે છે?
કર્યા ત્હેં વાયદા જુઠા, કરેલા કોલ ત્હેં ધોયા!
  કહીને રાહે ઉલ્ફત તું, જુદે રસ્તે ચ્હડાવે છે!
ન દીઠો ભાવ આદરનો, કર્યો ત્હેં રંક ઘર ઘરનો!
  બતાવી જામ અમૃતનો, ઝહર શું પીવરાવે છે?
વિસારી રાહ અસ્મતના, બતાવે વાંક કિસ્મતના!

અમૂલા મહેલ મહોબ્બતના, શું માટીમાં મિલાવે છે ?
હતા એ ચિત્રપટ શાના ? બતાવે આજ શાં બ્હાનાં ?
શિખેલા પાઠ દુનિયાના, બધાએ શું ભૂલાવે છે ?
સદાની તું બની સાથી, ઘડીમાં દૂર શું નાઠી ?
રસી બાંધી કસીને, મૂળથી શાને કપાવે છે ?
મરી છુટયા છતાં છાના, ન જાણ્યા ભેદ બેદિલના;
વફાઈમાં મૂવા ત્યાં–બેવફામાં શું ખપાવે છે ?
પ્રથમથી પ્રેમ દર્શાવી, નમેરી શું બની આવી ?
ખફાખંજર હુલાવીને, હવે શાને ડરાવે છે ?
વફાઇ એક કતરાપર, હજરો જાન સદકે હો;
સફાઇ શોધતાં નાહક, ફસાવી શું સતાવે છે ?
ઝીલી મ્હેં રોશની હેડે, કહીને રાહનુમાઈ ત્હેં !
છુપાવી છાતીમાં શાને, હવે ખંજર ચલાવે છે ?
ભરૂંસો રાખતાં મરતા, બિચારા રંક પરવાના !
નથી સ્હમજી શકાતા–ભેદ શા દિલના બતાવે છે ?

*

## ફકિરી હાલ મારો છે.

( ગઝલ—કવ્વાલી. )

જલાવી દે જીગર વ્હાલી ! ફકિરી હાલ મારો છે;
થયાં છે તન–બદન ખાલી, ફકિરી હાલ મારો છે.
બહુ જોઇ ! બહુ જોઈ ! આ રાહે રસ્મ દુનિયાંની;
ભરી છે બેવફાઈ હા ! ફકિરી હાલ મારો છે.

મ્હડી ચેરાગની ટોંચે, જલાવે પ્રાણ પરવાના;
નફ્ફટ આલમ હસે તેને, ફકિરી હાલ માંરો છે.
ભરી છે બેવફાઇથી, સફાઇ ના મળી દિલમાં;
વફાઇ ના પમાઈ તો, ફકિરી હાલ મારો છે.
જહર કાતિલ બધે ફેલ્યું, જમાનો આ ઉઠયો કાતિલ;
કપાતા ભાઈ ભાઇથી! ફકિરી હાલ મારો છે.
મરે શું હાથથી વ્હાલી! મરે શું મારી આશકને!
મરે તું એજ દિલ ખુંચે, ફકિરી હાલ મારો છે.
ભલે દુઃખ–દર્દથી દાઝું, ભખીને આગના સોલા;
તને તે દાઝતાં દેખી, ફકિરી હાલ મારો છે.
હતો એ વખ્ત એવો જ્યાં, હતી તું પ્યાર પહેલુમાં;
કપાતાં મૂળ તુજ હાથે, ફકિરી હાલ મારો છે.
ભલે કાતિલ કરો કત્લે, મુનાસિબ જાન મારો છે;
દુવા દિલની ગુજારૂં છું, ફકિરી હાલ મારો છે.
અહો! જારી ગુજારી છે, દુવા તુજ ઉમ્ર વધારવાની;
જખમ એ હિજ્રના ધોવા, ફકિરી હાલ મારો છે.
ખુશી રહેજે, સુખી થાજે, ભૂલી જાજે, ભૂલેલાને;
નહિ ભૂલું, હું તો કહિએ, ફકિરી હાલ મારો છે.
જીગરમાં છાપ છાપીને, જતનથી જાપ કરવાનો;
સ્વદેશી મંત્ર લઇ બેઠો, ફકિરી હાલ મારો છે.

*

## આકાશી માશુકને પેગામ.

( ગઝલ—કવ્વાલી. )

કર્યો બેજાન શાને ત્હેં, મ્હને ચ્હેરો બતાવીને?
કર્યો બેભાન ત્હેં શાને, મોહસિંધુ (માં) ડૂબાવીને?
જરા દિદારનો લ્હેકો, રહી પડદે બતાવીને;
દીવાનો દીનને કીધો, જરા આંખો મિલાવીને!
પતો ત્હારો નથી જડતો, પડ્યો હું રંક તરફડતો!
નફો શું મેળવ્યો, વ્હાલી! હમારૂં દિલ જલાવીને?
કરી માશુક બન્યો આશક, ધરી મેં જીંદગી ખોળે;
પીધું છે ઝેર ભરી પ્યાલે, હમે હાથે હલાવીને!
ગણું માશુક, બનું આકાશ! ગણું હું જીવ કે આત્મા;
કદમ ધોયો પ્રિયે! ત્હારાં ગરમ લોહી વહાવીને!
ઘણા જ્ઞાની અને માની, મૂઆ એ માર્ગમાં દાની;
હજારો દીલ પીસ્યાં છે, પ્રેમભૂતે હલમલાવીને!
મજાહ શી દૂધ સાકર કે, મીઠાઇમાં મળે તેને?
પીધો છે પ્રેમરસ જેણે, લબોથી લબ મિલાવીને!
હમારા માન ને અહેશાન, દિલે ઇમાન ઓ જાની!
કર્યો સર્વસ્વ મ્હેં કુરબાન, લઈ લે મ્હોં બતાવીને!
કરી જ્યારે ખબર ન્હોતી, છબી શાને ધરી સ્હામે?
લગાવી આગ અંતરમાં, ગરીબોને રડાવીને.
નજર દિદાર શું દીધાં? નહોતી ચાહ દિલમાં તો!
હવે નાસી જશે તે ક્યાં, ફરેબે ફોસલાવીને?
જીગરની ચશ્મ ખોલીને, નસોમાં ઝેર રેડીને;

છુપાવી આંખ ઘુંઘટમાં, હસે છે શું રિબાવીને?
છબિ જે વિશ્વમાં વ્યાપી, અમે તે અંતરે છાપી;
કલેજાં રંકનાં કાપી, ખસે શું જગ હસાવીને?
ત્રિશંકુ દેશમાં પેઠો, નથી ઉંચે નથી હેઠો!
દીવાનો હું બની બેઠો, ગતાગમને ગુમાવીને!
ભલે ચાહે ન આવે, લાવવાનો હું ખરૂં દાવો;
કરી મ્હારી, મરીશ તોયે, હું તારૂં મન મનાવીને!

*

## બેહયા દિલબરને.

( ગઝલ—કવ્વાલી. )

ભ્હડક્યું બ્રહ્માંડ ચકડોળે, જીગરમાં આગ વરસે છે!
સીતમગર કાળજાં ફોલે! જીગરમાં આગ વરસે છે!
ભલે લૂંટો–ભલે કૂટો! રિહાઈને કરી નાબૂદ;
હરેહર જુલ્મ રેલાવો, જીગરમાં આગ વરસે છે!
કસમ છે રહેમ ના લાવો, મરેલાને ભલે મારો!
હમારે મોજ મરવામાં! જીગરમાં આગ વરસે છે!
નથી એ જીંદગી સાચી, નથી જે જીંદગી મીઠી!
જીવે તે સૌ મૂવા જેવા! જીગરમાં આગ વરસે છે!
નથી કંઈ ફિક્ર મરવાની, નથી મરવું કહો કોને?
ભલું મરવું સદા માટે, જીગરમાં આગ વરસે છે!
જીવીને આફતો વેઠી, હઝારો લ્યાનતો લીધી!
કરી છે એ કમાઇ કે, જીગરમાં આગ વરસે છે!
બનો જાલિમ–બનો કાતિલ! જહર સીંચો રગેરગમાં!

મરે—મારો બધી આલમ ! જીગરમાં આગ વરસે છે !
દગાબાજી કરી આજે, બનો રાજી ભલે પાજી !
કયામતના કહે કાજી, જીગરમાં આગ વરસે છે !
કયામતના દિવસ માટે, કરો કે ના કરો પરવા;
હમારો ખ્યાલ એકજ છે, જીગરમાં આગ વરસે છે !
જગત્ ઇન્સાફનો તખ્તો, કસોટી આખરે કરશે;
હમે એ રાહ પર બેઠા, જીગરમાં આગ વરસે છે !
ભલાઇ કે બૂરાઇનો, નથી કંઇ ખ્યાલ આજે તો;
દિવસ એ આવતાં જોશો, જીગરમાં આગ વરસે છે !
જલાવી તનબદન સોલા, વહેશે પાર દુનિયાની !
મિલાવી ખાકસારીથી, જીગરમાં આગ વરસે છે !
સદાના ખાક તોયે આ, ખુદાના પાક બંદા છે !
કદી અંધા નહિ જોશે, જીગરમાં આગ વરસે છે !
લગાવો જહરની ફુંકો ! જગાવો આગના સોલા !
પછી પોકારજો આખિર, "જીગરમાં આગ વરસે છે" !
ગરલ પીધું સુધા છોડી, વિષમ ઉરવાસના જોડી !
ખુદાઇ રૂહની તોડી, જીગરમાં આગ વરસે છે !
વસંતાનિલ અનલ ફૂંકે, પ્રબલ શયતાન સર ઝુકે;
મજહબે જામ પર થુંકે ! જીગરમાં આગ વરસે છે !
ઉઠયાં આતિશ તણાં મોજાં, વહ્યા સિંધુ ત્યજી માઝા !
અનેરાં કર્મનાં વાજાં, જીગરમાં આગ વરસે છે !
જીગરમાંથી મહાજવાલા, વહી છે સપ્તલોકોમાં !
કરે બ્રહ્માંડના ચુરા ! જીગરમાં આગ વરસે છે !

*

## પ્રેમઘેલી જાગૃતિ !

ભજન—( વ્હાલા વેગે આવોરે—એ લય.. )

લગની મને લાગીરે ! જ્યોતિ ઉરે જાગીરે !

જાગી જોતી જાદવા ! હોજી.

માયા મન ! ત્યાગીરે, ભીતિ બધી ભાગીરે ! જાગી.

સાખી.

જ્યાં જ્યાં ફરતી આંખડી, ત્યાં ત્યાં મ્હારો કાન !
જગલીલા રાધા બની, ઘેલી કરતી ગાન.
એ ગેબી વીણા વાગીરે !—જાગી જોતી જાદવા ! હોજી.

સાખી.

પૃથ્વી આ મથુરાં બની, કુમતિ કુબજા નાર;
વ્હાલાના પદસ્પર્શથી, થઈ લક્ષ્મી અવતાર.
ભાવે ભક્તિ માગીરે—જાગી જોતી જાદવા ! હોજી.

સાખી.

મનુબાળો ગોવાળિયા, ગોપી થઈ સૌ નાર;
ભેદ ભૂલી સંસારના, રસ ઝીલે એકતાર.
રંગે અનુરાગીરે !—જાગી જોતી જાદવા ! હોજી.

સાખી.

ઉઘડીયુંનાં ચેનમાં, ભર્યાં પ્રેમનાં ભાન;
રાતલડીના દિન કર્યાં, કેવા મ્હારા કા'ન !
થયાં સદ્‌ભાગીરે !—જાગી જોતી જાદવા ! હોજી.

## સાખી.

ભર ઉનાળે આવતી, નવલી મીઠી વસંત !
તટચો તંત જગત્ તણો, દુ:ખનો આવ્યો અંત.
હું પ્રભુ પાય લાગીરે !–જાગી જોતી જાહવા ! હોજી.

*

## દુકાળનાં દાન !

( બિહાગની લય. )

આજ કાજ દીનજનનાં કરવા દેવ ! દયા દિલ ધારોરે,
ધનહીનનાં–અન્નહીનનાં–સ્થલહીનનાં–જલહીનનાં—
દુ:ખડાં દૂર કરી પ્રિયબંધુ ! દુ:ખિયાનાં દિલ ઠારો–આજ

દાન ધર્મ છે સૌથી મ્હોટો,
લોભ મોહનો ફાંસો ખોટો;
આ જગ છે જળનો પરપોટો,
જુઠો ભવનો ભારો—આજ.

તનથી મનથી ધનથી ભાઇ !
સહાય કરી સાધનથી કાંઇ !
સિદ્ધ કરી દેખાડ સગાઈ !
આશિષ ઉરની ગ્રહો સવાઇ:—આજ.

કોઈ ભૂખ્યાને ભોજન જમાડી,
સંતોષ પમાડી, તૃપ્તિ દાન દેજો;
કોઇ તરસ્યાને પાણી પીવરાવી,
તૃષા દુ:ખ ટાળી–આશિષ ઉર લેજો;

દુ:ખ દર્દીને પાટા લગાવી,
નિર્વસ્ત્રાને વસ્ત્રો પહેરાવી;
કોઇ રડતાનાં આંસુઓ સુકાવી,
કોઇ દુ:ખિયાને છાતીયે લગાવી;
નિરાધારને ધારણા ધરાવી,
પુણ્ય પુંજીમાં રકમો જમાવી—આજ.
એજ ધર્મ—એજ કર્મ—એજ શાસ્ત્ર—સાર મર્મ;
માનવ જન્મનું સાર્થક સાચું છે એજ!
સાહ્ય કરી તારો:—
અનાથ ઉગારો:—

સાખી.

ધન સાધન ને સાહ્યબી, કંઈ નહીં આવે સાથ;
પુણ્ય અને પરમાર્થ ધન, મેળવ ભીડી બાથ.
આજ કાજ દીનજનનાં કરવા! દેવ દયા દિલ ધારોરે.

*

## સનમની રાહમાં.

ગઝલ—કવ્વાલી. )

સનમને શોધવા કાજે, ફકિરી આજ ધરી લઇશું;
કફન બાંધી શિરે આજે, સફળ ફેરો ફરી લઇશું.
સનમ! ત્હારાં કદમમાંથી, ઉઠે મોજાં મહોબ્બતનાં!
ઝરે મીઠાં અમી—ઝરણાં, અમે રસ સંઘરી લઇશું.
કહિ દિલને તલપ લાગે, જીગરની જામ ધોઈને;

કદમની ખાખથી કૂજા, અમે દિલબર ! ભરી લઈશું.
હમે માથે કફન બાંધી, પડયા જ્યારે કદમ આવી,–
 દફન તુજ દારમાં થાવા, કદમબોશી કરી લઈશું !
સનમ ! ત્હારી સખાવતમાં, અમે જિન્નત ગણી પેઠા !
 ડરાવે સેંકડો જહન્નમ, અમે શાને ડરી જઈશું ?
રસો ત્હારી નસોમાંથી, વહેતા વિશ્વને પહોંચે;
 જગત્ જીવે ત્હમારાથી, અમે જીવતાં મરી લઇશું !
હકિકી ઇશ્ક સાધીશું, મિજાજીને રજા દઇશું;
 ટળી બે એક થઇ રહીશું, નવું કંઇ કંઇ કરી લઇશું !
રવિ ઉગે નયન ઝલકે, મીંચાતાં ચશ્મ શશી ખિલે !
 +'કમર *આફ્તાબ' તુજ આંખે, પ્રકાશો પાથરી લઇશું !
હૃદયનાં પોયણાં ખીલે, ઉઘાડી મ્હોં અમી ઝીલે;
 કહો જો "પ્રેમરસ પી લે," ફરી ઉર જામ ધરી લઇશું !
જીગર જલતું બને ઠંડુ, જીવન ઉતરી જશે ઉંડુ;
 હજારો જીંદગીથી મીઠડું, મૃત્યું ધરી લઇશું !
ચ્હડી મસ્તી શરાબીની, મળી સત્તા નવાબીની;
 ખલક ખાનાખરાબીની, નહીં મરતાં ફરી લઇશું !
ભૂલાયું ભાન દુનિયાનું, ચ્હડયું છે તાન ઉલ્ફતનું;
 નથી કંઇ કામ જિન્નતનું, કદમને ઘર કરી લઈશું !
રમાડી રોમરોમે રાસ, કરીને ભેદ–તમનો નાશ !
 ઉલ્ફત પાથરી ચોપાસ, છેલ્લીવાર મરી લઇશું !

*

---
+ ચંદ્ર. * સૂર્ય.

## શ્યામાને સંબોધન.

( હરિગીત. )

નિઃસાર આ સંસારમાં નિઃસ્વાર્થ કોનો પ્રેમ છે,
ને દુઃખદાયક સૃષ્ટિમાં સુખકાર કોની નેમ છે;
આ ગરલના આગારમાં કેં' કોણ પિયૂષ ધાર છે,
એકાકી મારી જીવનશ્રેણીમાં ખરો શો સાર છે.
નિષ્પક્ષપાતે પ્રેમથી જાણે વખાણે યત્નને,
લેવા સદા સુખ દુઃખ સરખા ભાગથી તત્પર રહે;
ને ગરલમય આ વિશ્વમાં વિષબાણ વાગે વિષમ તે;
સ્હેવા સમર્થ કરે સ્મરે શુભ સ્નેહથી એ કોણ છે.
કોની અમૃતમય દૃષ્ટિના સંતાપથી શાન્તિ મળે,
મૃતપ્રાય મારૂં આત્મપુષ્પ સજીવ કયી છાયા તળે;
કોનાં કમળચક્ષુ નિહાળી સ્નેહથી દુઃખ વિસરૂં,
કઇ મોહજાળે જઇ પડી આ ભાર જીવનનો ધરૂં.
સુંદરી ખરે તે અદ્ય મારી જીવનતંત્રી તુંજ છે,
મમ સંકુચિત હૃત્કુસુમનો તું દિવ્ય તેજઃપુંજ છે;
તું જીવને મમ સર્વને આદર તણું છે ધન ખરૂં,
તારા રસામૃત પાનથી તોષાય છે તનુ માહરૂં.
સાહિત્ય વૃક્ષે સુમન વારિ સિંચને તવ ખંતરે,
મમ કાવ્યની દેવી થઈ તેં ભાવ પ્રેર્યો અંતરે;
એ યત્નનું પરિણામ આજે પ્રેમથી અર્પું તને,
સ્વીકાર સ્નેહે ધાર ગ્રીવામાં નવાં આ પુષ્પને.

દોહરો.

પ્રેમી પ્રિય આ પ્રેમદે, પુષ્પ મલ્લિકા આપી;
થાય કૃતાર્થ હૃદય વિષે, દુઃખ સૌને કાપી.

## ધર્મભાવના અને પરમાર્થ.

( રેખતો. )

કરો કંઈ અંતરમાં સુવિચાર, ધરો કંઇ ધર્મ સત્ય નીતિ !
કરો કંઇ પરજન પર ઉપકાર,ધરો નિજ જનપર ઉર પ્રીતિ!
ધર્મ ત્યજે તે મળે ધૂળમાં, ધર્મ વડે જય થાય !
મૃત્યુ સ્પર્શે માટી થઈશું, શું સાથે ત્યાં જાય ?
માટીમાં મળવાની આખર, આ માટીની કાય !
માટીમાંથી સુવર્ણ શોધો, શાશ્વત શાન્તિ પમાય !
શાને વળગો દુષ્ટ મતિને ? કુકર્મ શીદ કરતા ?
' જગનો એ વ્યવહાર ' કહી શીદ અધર્મ આચરતા ?
ગતાનુગતિક બનીને, શાને કરો પાયમાલી ?
હાથ આખરે રહેશે વ્હાલા ! ખાલીના ખાલી !
માનવ કહેવાતા, તેમાં નવ ધર્મ લેશ જોયો !
અમૂલ્ય હીરો હાથ સાંપડયો, હાથે શું ખોયો ?
મનુબાલક કંઈ મહત્વ સમજો, રાક્ષસ વ્રત ત્યાગો !
દયા-ધર્મની ધરો લાગણી, દુષ્ટથી દૂર ભાગો !
કરો કરો કંઈ જમણે હાથે, પરહિતનાં કામો !
દીન દુ:ખીનાં દર્દ નિવારી, સજ્જન સુખ પામો !
" અહિં આપ્યું તે મેળવશું, " નિશ્ચય એ જાણો;
એ શ્રદ્ધા વિશ્વાસ બળે અહિં, કરો નિત્ય કામો.
નિશ્ચય દઢતા શ્રદ્ધા સાથે, શ્રી હરિને ભજવા;
ધર્મ તરૂવર છાયા નીચે, ગ્રીષ્મ દિવસ મજવા,
પ્રેમ પરિશ્રમ દુ:ખથી હરીને, માર્ગ ન કહિ ત્યજવો;
ગ્રીષ્મ વીતતાં વસંત આવે, એ નિશ્ચય સમજવો.

117

## ઈશ્વરની સર્વદેશી પૂજા.

( ગઝલ—કવ્વાલી. )

પિતાજી ! વિશ્વના ત્રાતા ! પ્રભુજી ! દીનના ભ્રાતા !
બધા અજ્ઞાન ને જ્ઞાની, વિવિધ રૂપે તને ધ્યાતા.
પૂજે કોઇ અગ્નિ કે જલમાં, વળી કોઈ તિર્થના સ્થળમાં;
ફરી પાષાણુની પ્રતિમા, ઘરેઘર આપ પૂજાતા !
કહે છે કોઈ પુરાણોમાં, કહે કાબા-કુરાનોમાં;
ઘરે-બ્હારે-વિરાનોમાં, બધે એલો તમે ત્રાતા !
ગુણી જ્ઞાની અને ભક્તો, મુનિ, યોગી, મહાત્માઓ;
ધરીને ધ્યાન ઋષિ-સંતો, નિરંતર આપને ધ્યાતા !
ભરી છે જ્યોતિ જલસ્થલમાં, તમે છો ગામ-જંગલમાં;
તમે પુલપાન ને ફુલમાં, રહ્યા વ્યાપી મહાજ્ઞાતા !
રચીને વિશ્વલીલા આ, જડી જડ-મૂળ કુદરતનાં;
જડ્યા આકાશમાં ખીલા, સિતારાના તમે ત્રાતા !
બધાં બ્રહ્માંડ સરજનારા, પિતાજી ! પાળનારા છો !
સદા સંભાળનારા છો, તમે બંધો ! તમે ભ્રાતા !
પડે જ્યાં મોહનો ધોકો, મમત ત્યાં વાળતી ચોકો;
ભૂલીને આપને લોકો, ખતા બહુ ખોફના ખાતા.
ગુનાહોની શિશુ જાણી, ક્ષમા આપો દયા આણી;
સુણી આ રંકની વાણી, ભરો સૌને હૃદય શાતા.
જગતના માનવો ! આવો અને ઓ ! સ્વર્ગના દેવો !
ઉઠાવો આજનો લ્હાવો, ગજાવો નાથ ગુણ ગીતા.

*

# હૃદય ચૈતન્યમૂર્તિ.

( ગઝલ—કવ્વાલી. )

જીગર ચીરી ભલે જો ! કોણુ ઊભું છે હૃદયમાં તે;
નહિ જો એ–હૃદય નહિ–ના, હમે જો ના હૃદયમાં તે.
અજબ છે ખેલ દિલનો આ, ન સમજાવ્યોય સમજાશે;
બન્યાં જેથી પળ્યાં જેથી, સમાયું છે હૃદયમાં તે.
ખિલેલાં બાગનાં ફુલડાં, પ્રસારે વાસ રસભીની;
વહીને તન–બદન પર, યાદ લાવે છે હૃદયમાં તે.
સિતારા ચંદ્ર કે આફ્તાબ, દે કે રોશની દી–રાત !
બધાને નૂર એકજ એ, જગાડે છે હૃદયમાં તે.
ઉઘડતા ગામ ને કિલ્લા, વનોની વૃક્ષહારોને;
ગિરિ–ગહ્વર–દરેદર ત્યાં, વસેલી છે હૃદયમાં તે.
ખુશાલી આપનારી એ, ખરી ખુશબખ્ત ચીજો જે;
ગુલાબી ગાલની લાલી, ભરેલી લાલમયમાં તે.
ચમન કે બુલબુલો ગુલશન, મહીં છે મ્હેકતાં ફુલો;
ગુલે રૂખ્સાર માશુકનાં, હસેલી છે હૃદયમાં તે.
ઉછળતું લોહી છાતીમાં, વહે નસ–નાડીઓમાં જે;
ઉઘાડી આંખ જોતાં, આજ–દીઠી છે હૃદયમાં તે.
હમારાં અસ્થિ પિંજર, માંસ, મજ્જા–તત્વમાં સઘળે;
બધે બ્રહ્માંડભર જ્યાં ત્યાં, ભરેલી છે હૃદયમાં તે.
કુરાને કે પુરાણે, બાઈબલે કે ઈન્જીલે સઘળે;
મજહબની કુલ કિતાબોમાં, ભરી પૂરી હૃદયમાં તે.
હયાતી–બૂંદમાં પેઠી, બની આધાર દુનિયાનો;

કયામતની થતાં ઝાંખી, પિછાની છે પ્રલયમાં તે.
જુઓ આ દેહ કે દુનિયાં, ઉલેલી બાલ–બાલે એ;
ભરેલી સપ્તલોકોમાં, પ્રભુનાયે હૃદયમાં તે.
પુકારે વેદ " तत्वमासि ", વદીને પાક–મહા વચનો;
પૂરે છે સાખ તેની લાખ, ભક્તોના હૃદયમાં તે.
ફકીરો, ઓલિયા, મુર્શીદ, પયગંબર અને પીરો;
તપસ્વી કે યશસ્વી, ધ્યાનમાં મશ્ગુલ હૃદયમાં તે.
सर्वं खल्विदं ब्रह्म, બતાવ્યું આજ અમને કે;
અમે તે એજ અદ્વૈતે, નહીં બીજા હૃદયમાં તે.
નૂરે–ચશ્મ એ છે મ્હારૂં, હજારો જાન હો સદકે;
નસીબી નામ પર વારૂં, મરૂં–ચાહું હૃદયમાં તે.
પહેરી યાદની કફની, " તુંહિ–તુંહિ " પુકારૂં છું;
ગુજારૂં જીંદગી ત્હેમાં–ન આવે શેં હૃદયમાં તે.
કપાવું જીભ હું આજે, જપે ના રોજ ત્હેને જો;
કહો શી ? લાજ–वंदेमातरम् કહેતાં હૃદયમાં તે.

*

## મસ્તભક્તિની ધૂન.

( લાવણી દક્ષણી. )

ધરીને ધરણીધરનું ધ્યાન, ધરામાં ધૂન જગાવોજી !
કરીને અમૃત રસનું પાન, અલખમાં લક્ષ લગાવોજી !
મળીને સાથે સહુ સંતાન ! કરો એ, પિતૃકૃપાનું પાન !
જગાડો ગામ અને વેરાન ! મચાવો મસ્ત હૃદયનાં તાન !

ભરી ભરી જામ ઉઠાવોજી !–અલખમાં૦

ભૂલીને માન અને અપમાન, વિસારી ખાન પાન મિષ્ટાન્ન !
ગુમાવી સાન, ભાન સેતાન ! બનો ગોવીંદ ગુણમાં ગુલ્તાન.
અજબ આનંદ ઉઠાવોજી !–અલખમાં૦

વિચારો વ્હાલાના અહેશાન ! સત્ય સુખ શાન્તિ વિપદસ્થાન !
ગાઇને ગોવિંદનાં ગુણ–ગાન ! ગજાવો જગ જંગલ સમશાન !
અજબ કો મસ્તી મચાવોજી !–અલખમાં૦

અરે ! મન મૂર્ખ ! કહ્યું મુજ માન ! કરીલે અમૃતરસનું પાન !
ઓળખી લે આનંદ નિધાન ! ત્યજીને પાપ–તાપનાં તાન !
દાવ ફરી નાવે આવોજી !–અલખમાં૦

કાનના પ્યાલા કરી કર પાન, ઘુંટડા ભરી ભરી પી લે જ્ઞાન !
અરે બેભાન બાપુડા ! માન ! ભજી લે ભાવે તું ભગવાન !
પ્રણયનો ઉકળ્યો કાવોજી !–અલખમાં૦

ભોગવ્યા બહુ ભવજગના ભોગ ! પડયા છે પ્રૌઢ પિંડમાં રોગ !
વેઠતાં વ્હાલા તણો વિજોગ, ભાગમાં લાગ્યા ત્હારા ભોગ !
યોગનો ચંગ બજાવોજી !–અલખમાં૦

શ્યામનો ઉર ઇચ્છે સંયોગ ! ન લાગે સારા કંઇ ઉપભોગ !
ટાળવા સોગ રોગના યોગ, વિરહ–વેલો થઇ લીધો જોગ !
અજબ ઔષધ અજમાવોજી !–અલખમાં૦

જાગરે ! જાગ જીવતા જંગ ! ફરી નહીં આવે એ રંગ !
ભક્તિરસ ઉરમાં ભરી અભંગ, દુનિયાને કર દિલથી દંગ !
વખત શું વ્યર્થ વિતાવોજી !–અલખમાં૦

*

# કુસંપનું કેદખાનું.

( ગઝલ–હક્કા. )

બંદી બનીને બેઠા, દુનિયાને બાંધનારા;
સાંધા પડયા છે હેઠા, સૌને એ સાંધનારા.
ગાતાં મધુર ગીતો, બુલબુલ ગગન વિહારી;
ઘેરી બિમારી ઝેરી, નથી ઝેર ઉતારનારા.
જ્ઞાની ગુરૂ ચડયા છે, ચેલાના ચોપડામાં;
વેચાય જ્ઞાન તેનાં, જગમાં નથી લેનારા.
ગાજી–ગજાવી મૂકયું, બ્રહ્માંડ બેય બાજુ;
મ્હોડે લગાવી તાળાં, બેઠા એ બોલનારા.
સમણાં મધૂર વેરી, નિંદ્રા નિશાએ ઘેરી;
સૂતા જરા ત્યાં આવ્યા, વેરી જગાડનારા.
ઉરતંત્ર સાથ સાંધી, એ રજ્જુ એકતાની;
સમતા સિતાર શાને, ભાંગો ઓ ! તોડનારા !
મરવા અને સુવા દો, છે ઈષ્ટ ઉંઘ મીઠી;
મરવા ચહે છે મનડું, મરતાને મારનારા !
આ કેદખાનું બૂરૂં, મરવું ગમે ઘણેરૂં;
છુટે ન છોડયું તનડું, નથી કોઈ છોડાવનારા !
વાગે સિતાર લૂલો, બેસૂર સુરો થયા છે;
તાણી ન તોડવાને, નથી કોઇ વારનારા !
નાંખો ભલે ઉખેડી, તોડીને મૂળમાંથી;
રહેજો તમે મારનારા, બનશું અમે ચાહનારા !

*

## તમારા હર્ષને માટે.

( ગઝલ—કવ્વાલી. )

ફુટે છે સૂર્યનાં કિરણો ! સ્વજન ઉત્કર્ષને માટે;
  છુટે છે સ્નેહનાં ઝરણો, તમારા હર્ષને માટે.
નવા આ વર્ષની ઊષા, વધાવે ભવ્ય ગુણ ભૂષા;
  સ્ફુરે ત્યાં સ્નેહનાં સ્મરણો, તમારા હર્ષને માટે.
પ્રવાહો પ્રેમના વહે છે, હૃદય સેવા વિષે રહે છે;
  સુણે એ શબ્દને કર્ણો, તમારા હર્ષને માટે.
સરે આ શાન્તિમય વાયુ, સબળ જ્યાં સ્નેહના સ્નાયુ
  દિપાવે ઉચ્ચ આભરણો, તમારા હર્ષને માટે.
સદા આનંદમાં રહેજો, વિવિધ વૃદ્ધિ વહન વહેજો;
  થજો દુઃખ-દર્દનાં મરણો, તમારા હર્ષને માટે.
ઉગો અંગે કનક કાન્તિ. પ્રભુતા પૂરની શાન્તિ;
  હરે ભ્રાન્તિ હરિ ચરણો, તમારા હર્ષને માટે.
સુધારો ધર્મનાં શ્રવણો, વહાવો પ્રેમનાં ઝરણો;
  વધારો ઉચ્ચ આચરણો, તમારા હર્ષને માટે.
પ્રભુજી ! ટાળજો દોષો, ન ધરશો રંક પર રોષો;
  સજાવો સૃષ્ટિ અંતરણો, તમારા હર્ષને માટે.
બનો પરિવારની પ્રીતિ, વધો સંસાર સુખશાન્તિ;
  ભરો ઉર ભાવનાં ભરણો, તમારા હર્ષને માટે.
બનો આનંદ મતવાલા ! છબિલા છેલછોગાળા;
  પૂજો શ્રીકૃષ્ણનાં ચરણો, તમારા હર્ષને માટે.

દોહરો.

શ્રીસંતતિ સુખ સંપતિ, કીર્તિ કાન્તિ હમેશ;
વધતી રહેજો આપની, ખીલે જેમ દિનેશ.
પ્રભુ પ્રણુતિ જન પ્રીતિમાં, શમો સૃષ્ટિના કલેશ;
ઘટ ઘટમાં રમતા રહો, ભારત હૃદય રમેશ.

*

## ઉગ્ર ફકિરી

( રાગ સોહિની. )

ઝાળી તપે, દ્વાર ઉભો કુમાર ! ભિક્ષા આપો મા ! રંકને !
હોળી જળે, અંગ ઉઠે અંગાર ! રક્ષા આપો મા ! રંકને !
તંત્રની શિક્ષા, મંત્રની દિક્ષા, રક્ષાની ભિક્ષા થાશેરે;
સોઽહં જપ સોહે અભ્યંતર, યોગીનાં મન નાચેરે;
ધૂનિ ધખાવીને ઉભો આ વાર ! ભિક્ષા આપો મા ! રંકને !
તનખા ત્રિભૂવન ભેદી પહોંચ્યા, ત્રિગુણાતીતને તીરરે;
ત્રિવેણી સંગમ આવીને ઉભો, બાળે વેષ ફકીરરે.
પૃથ્વીમાં પીડાના પડતા પોકાર ! ભિક્ષા આપો મા ! રંકને !
અભ્યંતરને બહિર હુતાશન ! દશદિશ જ્યોતિ જાગેરે !
દશમા દ્વારે દર્શન દેતા, દેવ દીઠા અનુરાગેરે.
સાધન ધનનો કરવા સ્વીકાર, ભિક્ષા આપો મા ! રંકને !
ઈષ્ટને યાજક એક કરીને, અંતર તાપ સમાવોરે;
રંક શિશુને ખોળે લઈને, જનનિ ! આપજો લ્હાવોરે !
આત્માના ઉંડા અનેરા આધાર ! ભિક્ષા આપો મા ! રંકને !

*

## માયાના કમળમાં મન ભ્રમર.

( ગઝલ—હરિગીત. )

સંધ્યા થતાં ખીલ્યાં કમળ, તે મધુર સુરભિ પાથરે,
ત્યાં મુગ્ધ ભ્રમરો ગુંજતો ઉત્પલ ઉપર ફરતો ફરે;
સંધ્યા નમી, રાત્રિ વધી, ત્યાં સૃષ્ટિ શાન્તિ શોધતી,
વિશ્રાંતિ લેવા વિશ્વની સહુ પાંખડી તત્પર હતી !

ઘેરી નિશાની છાંયમા સૃષ્ટિ સકળ ઘેરાય છે,
અંધારપટલે કમલદલ પણ પલકમાં બીડાય છે;
લોભી ભ્રમર મધુપાન કરતો પુષ્પમાં પૂરાય છે,
હેટે કમળની પાંખડી પર આંખડી ઘેરાય છે !

“ ઉષા થશે–ફુલ ઉઘડશે ! પળવાર માંહિ ઉડાય છે ! ”
એ આશતંતુ નાશ કરતો, અંતરે બંધાય છે;
આવી ચ્હરચો ત્યાં મસ્ત હાથી નલિની ખેંચી ચાલીયો,
એ છોડ સાથે ભ્રમરને પણ ઉદર કબરે ઘાલીયો !

શી મોહની ફાંસી ઉપર મ્હોડું વકાસી જાય છે !
બેહાલ થઈને કાળની એ જાળમાં પકડાય છે !
ત્યાં પુષ્પરસની, આશ મનની, મન વિષે રહી જાય છે !
મરતાં દબાતાં દાઢમાં આખર ભ્રમર પસ્તાય છે !

કોરે કઠિણુ જે કાષ્ટને તે કમળ ના છેદી શકયો !
મોહે ફસાયો મૂર્ખ ભ્રમરો, કાળના મુખમાં પડયો !
સંસાર સુખના કમળમાં, મન ભ્રમર પણ લોભાય છે !
માયા મમત મોહે દશા, એવીજ ત્હેની થાય છે !

રે ! મુગ્ધ થઇને મૂર્ખ ! શું માયા મહિં મુંઝાય છે !
વસમી વિષયની વાટમાં શા ઘાટ ત્હારા થાય છે ?
અટવાય છે શું આખલા ! શિદ વ્યર્થ ગોથાં ખાય છે ?
કર ! કર ! લગાર વિચાર ! આખર સાથ શું લઈ જાય છે

કર્મે લખાવી કઠિનતા તે સુગમતા શાથી મળે ?
આ ટેવ અગણિત જન્મની, પળવારમાં કયાથી ટળે ?
ભ્રમથી ભવાટવીમાં ભટકતો ભાન ભૂલી ધાય છે;
કર ! કર ! લગાર વિચાર ! આખર સાથ શું લઈ જાયછે ?

કંઇ વિકટ સંકટ કંટકે ને કંકરે કૂટાય છે !
ત્રિવિધ વિધિના તાપ સ્હેતો પાપથી પીટાય છે !
હા ! આ હલાહલ વિષય-વિષ શું હાથથી ઘુંટાય છે ?
કર ! કર ! લગાર વિચાર ! આખર સાથ શું લઇ જાય છે ?

વિશ્વાસઘાત કરે કૃતઘ્ની ! જાળ જગમાં પાથરે !
વિદ્રોહ કરતાં ના ડરે, વિધવિધ પ્રપંચો આદરે
એ ફંદ છંદ પ્રબંધનું પરિણામ શું દેખાય છે ?
કર ! કર ! લગાર વિચાર ! આખર સાથ શું લઇ જાય છે ?

સુખની ત્યજીને સેજ સૂવા જાય સંકટ સાથરે !
હાથે અહિત કરતો ફરે જાતે કુવે પડીને મરે !
દીવા તણી આ જ્યોતમાં ખદ્યોત ! શું ઝપટાય છે !
કર ! કર ! લગાર વિચાર ! આખર સાથ શું લઇ જાયછે ?

તું દ્રવ્ય માંહે દોડતો તન તોડતો જ્યાં ત્યાં ફરે;
એ દ્રવ્યને ગણી દેવ બળતો દેવતા ! મુખમાં ધરે !

ઘડી એક શાન્તિ ના મળી શું દ્રવ્ય સાથી થાય છે ?
કર ! કર ! લગાર વિચાર, આખર સાથ શું લઇ જાય છે ?

ધન મેળવી ઢગલા કર્યા, બહુ દ્રવ્ય ભંડારો ભર્યા !
લાખો–કરોડો–મેળવ્યા તોયે ન સંતોષે ઠર્યા;
નીતિ–અનીતિ ના નિહાળી ! કૃપણ ! કયાં ફૂટાય છે ?
કર ! કર ! લગાર વિચાર, આખર સાથ શું લઇ જાય છે ?

*

## અમારી મસ્ત ફકિરી.

( ગઝલ—કવ્વાલી. )

ફકિરીમાં સખિરી ! મ્હેં, ભરી આજે મજા કેવી ?
અમીરીને ફકીરીમાં, મળી આજે રજા કેવી !
ફિકર ઘુંટી કરી ફાકી, તમન્ના શી હવે બાકી ?
શરીરે ત્યાગની કફની, વ્હઠાવી ત્યાં કજા કેવી ?
ખલકને જાણુતા ફાની, પછી પરવાહ તે શાની ?
નથી દરકાર દુનિયાંની, મળે તે કયાં મજા એવી ?
પીઓ પ્યાલા ભરી પાઓ, કરીને જ્ઞાનનો કાવો;
અમીરીનો ધરી દાવો, ફકિરીમાં મજાહ લેવી !
કહિ મખમલ તણી શૈયા, કહિ ખુલ્લી ભૂમિમૈયા;
કહિ વ્હેતી મૂકી નૈયાં, તરંગોની કજા લેવી !
કહિ ખાવા મળે લાડુ, કદી ખાવાં પડે ઝાડુ !
રગશિયું દેહનું ગાડું ઉપર ભગવી ધ્વજા કેવી !

કદિ છે શાલ-દુશાલા, કદિ છે ભસ્મને માળા;
કદિ હો ઝેરના પ્યાલા, મળે તેવી મજા લેવી !

ધર્યા છે કેસરી જામા, કર્યાં કાળાય કપડાનાં;
ત્યજી સંસારના જામા, કજામાંથી મજા લેવી !

ભર્યાં છે જ્ઞાનધન ભાથાં, ઝુકાવે શાહ પણ માથાં;
જગતનો ગમ સદા ખાતાં, ગમીને જ્યાં રજા દેવી !

ખુશી રાખી ગમી સાથે, ધખાવી હોળીઓ હાથે;
બીજાનાં દુઃખની માથે, ખુશીથી જ્યાં સજા લેવી !

જગત્ જીત્યું અલખ નામે, અચલ એ રાજને પામે;
નમાવી સર કદમ સ્હામે, ઉભાં ત્યાં દેવને દેવી !

અમીરીની મઝા મીઠી, ફકિરીમાં અમે દીઠી !
ન કરવી ચાકરી-ચીઠી, સ્પૃહાને જ્યાં રજા દેવી !

થયા જ્યાં એક ઇશ્વરથી, પછી શી ગાંઠ ઘર ઘરથી !
જગાવ્યો પ્રેમ પરવરથી, શલાકા સ્નેહની સેવી !!

*

## ભ્રમિત મુસાફરને માર્ગસૂચન.

( ગઝલ—કવ્વાલી. )

ભૂલેલા ઓ ! મુસાફર ! આંખ ખોલી જો થવાનું શું ?
નજર કંઈ કાર્યની કરજે, હતું અહિં સારવાનું શું ?

કદિ તેં ગોર કીધો છે ? અજલ આવ્યે થવાનું શું ?
જનમતાં સાથ શું લાવ્યો ? હવે લઇને જવાનું શું ?

ધરીને ગર્ભમાં બેડી, હજારો આફતો વેઠી;
સફળતા શી કરી ત્હેની ? હતું અહિં શોધવાનું શું ?

ઉદર નવ માસ કીધો વાસ, દીધો ભાર માતાને !
હતો શો કૌલ ત્યાં ત્હારો ? હતું અહિં સાધવાનું શું ?

ઝુલ્યો તું પારણામાં ને, રમ્યો નિજ માતને ખોળે;
હવે શું ખાખ તું ચોળે ? હતું ત્યાં ખોળવાનું શું ?

ભણ્યો બહુ પાઠ દુનિયાના, ઠગાઈની કિતાબોમાં;
ખરા કંઈ ઇલ્મનું એકે, ન પાનું વાંચવાનું શું ?

હસ્યો પામી હસીનાને, ફસ્યો તું શોખને ફંદે;
દીવાની ગઇ જુવાની–ત્હોય બાકી હારવાનું શું ?

સુતો બુદ્ધિ કરી બુઠ્ઠી, પ્રભુશક્તિ રહી રૂઠી !
બધી બાઝાર ગઇ ઉઠી, હવે સોદા થવાના શું ?

હૃદયરસ ઝીલનારા ને–ગયા બહુ યત્ન કરનારા;
નથી લેનાર કે દેનાર, ત્યાં છે હારવાનું શું ?

વિતાવી જીંદગી સારી હવસની બદ્‌ગુલામીમાં;
ઘડી આનંદની ના'વી, ન જોયું ઠારવાનું શું ?

ગુમાવી હાથનો હીરો, હવે પસ્તાય શું પાજી ?
કરે ઈન્સાફ કાજી ત્યાં, પૂરાવા શોધવાનું શું ?

હજી છે હાથમાં બાજી, વિચારી જો જરા લાજી;
કયામતના દિવસ માટે, લીધું ત્હેં તારવાનું શું ?

## દગાબાજ ઉલ્ફત.

( ગઝલ હક્કા. )

( યહ બહારે બાગ દુનિયાં ચંદરોજ—એ રાહ. )

જોઈ મેં આ જહાં સારી બેવફા !
જયાં કરી ત્યાં ખોઇ યારી બેવફા !
હું રઝળતો ઇશ્કના બાજારમાં,
શોધતો ગુન્ચેવફાઇ બેવફા !
મેં જગાવ્યો દારપર અહાલેક ત્યાં—
ત્હેં ભરી જામે સફાઇ બેવફા !
ઇન્તેજારીથી કલામો સાંભળ્યા,
મ્હેં કરી કુરબાન સુરત બેવફા !
ચૂમું ત્હને હું હોઠ પર કે મ્હાનીયે ? !
દિલ વસાવી પ્યારી મૂરત બેવફા !
ત્હારી ગલીમાં આવતાં જખમી બની,
બેઇમાની મેળવી છે બેવફા !
વેચી બેઠો દીન ને ઇમાન હું,
કંઈ રડું—કંઈ કંઈ લવીને બેવફા !
પેરમાં બેડી ગળે જંજીર છે !
કયદખાનું ભોગવું હું બેવફા !
મૌત છે પ્યારૂં મને આ કયદથી,
જીવતો શાને બળું હું ? બેવફા !
પાઈ જામે ઇશ્ક અય દિલદાર ત્હેં !
ચશ્મમાં આંસુ ભરૂં હું બેવફા !

બેવફાઈ જોઈને ત્હારી સનમ !
 જો તજું તો હું ઠરૂં છું બેવફા !
કર નજર રૂખસત તણા પયગામને,
 આખિરી તસલીમ કરૂં છું બેવફા !
ખુશ રહે, હાંસી કરી મ્હારી જીગર !
 ત્હારી હાંસીમાં મરૂં છું બેવફા !
વસ્લમાં દીદારની ઝાંખી કરી–
 પ્રાણ પરવાના તજે છે બેવફા !
કત્લ કરવા કદ્રદાની શીખજે,
 કંઇ નથી બીજી તમન્ના બેવફા !
કર કરમ તું, ધર રહમ દિલબર જરા,
 ભર નમક એ જખમપર ઓ બેવફા !
દર્દે–દિલ *મરહમનું +તાલિબ થાય તો,
 ફેર સમજું તુખ્મમાં હું બેવફા !
કોણે બતાવી હાય ! રાહે ઇશ્ક આ ?
 કમનસીબી ક્યાં કહું ? હું–બેવફા !
જાનથી બેજાન હું પાગલ બન્યો,
 કહે હજી શું શું સહું હું બેવફા !
સર કર્યું હાજર બનાવી જામ મ્હેં,
 જાનનો પાયો તને ×મય બેવફા !
=ખું વહાવી મેં ÷કદમબોશી કરી,
 બેતરસ બેદિલ તું નિર્દય બેવફા !
જીંદગીની જામમાં ઉલ્ફત ભરી,–

*મલમ. +આતુર. ×શરાબ. =લોહી. ÷ચરણ–ચુંબન.

મ્હેં કરી મ્હેમાની ત્હારી બેવફા !
ઉલ્ફતે લાચારનો કંઈ ખ્યાલ કર !
કર ખતમ આ ઠઆહોજારી બેવફા !
જીંદગી હાર્યો નિગાહે-ચશ્મમાં,
યારી ના કરતા, પુકારૂં બેવફા !
ગુલ થતાં ચિરાગ એ બ્હારે વસંત !
ઈશ્ક કાતિલ જ્હેર ધારૂં બેવફા !

*

## વિધિની વક્રલીલા !

( આશા. )

વિધિનું પાયું પીવું હમારે, ગતિ કંઈ થાય—મતિ કંઈ ધારે ! ટેક.
ચ્હડું ગિરિ ઉપર, પડું પાતાળે, ચ્હડતો—પડતો વિધિના તારે ! વિ.
રામ, યુધિષ્ઠિર, કૃષ્ણ સરિખા, તે પણ ચાલ્યા વિધિનીજ લારે ! વિ.
શશી-રવિ,શચીપતિ,સુરપતિ,શ્રીપતિ,પતિનાપતિની મતિનેય મારે
શારદ—શેષની ગતિ નવ પહોંચે,અતિ બળિયાનાં બળનેય વારે ! વિ.
મન માને કે મ્હારૂં કરવું, “મારૂં!”રે કહે તો વિધિ કર ધારે ! વિ.
મૂર્ખ મમત ! શું મારે ઉછાળા, ત્હારૂં કર્યું નહિ થાયે લગારે ! વિ.
જે હરિ આપે, તે ધરી માથે, શાન્ત રહે મન સારે નઠારે ! વિ.
વારંવાર વિબુધ જન વારે, ફરી ફરી તોય ચ્હડે શું નગારે ! વિ.
ફરી ફરી યત્નો વારિ વલોવે, વાર્યો ન રહે તે આખર હારે ! વિ.
હારી હવે તો વિનવું વિધાતા ! બગડયું હમારૂં તુંજ સુધારે ! વિ.
તું મારે ને તુંજ ઉગારે, હુંપદ—મમતા વસંત વિસારે ! વિ.

ઠ ચાલુહા.

*

## ચતુરને ચેતવણી.

( રાસડો—સહિયર સુખ કર સંસારમાં–એ લય. )

નથી જગમાં સાચું કોઇ આત્મારામ વિના;
ધન સાધન વ્યર્થ તમામ હરિના નામ વિના.

દીપશિખામાં પડી પતંગો, પ્રેમે દેહ પ્રજાળેરે;
મોહજાળમાં મથી મથી મરતાં, નાહક ભવ શીદ બાળે ?
હરિના નામ વિના.

જર જમીન જોરૂની જાળે, જગમાં જકડયો જીવરે;
કંકર કાચ ધરી શિર ઉપર, વિસર્યો સુખકર શિવ.
હરિના નામ વિના.

ધન માટે ધંધામાં ધાયો, અંધા ! અબૂઝ અજાણરે;
વસ્ત્રો પણ ઉતારી લેશે, શી કર તાણુતાણ ?
હરિના નામ વિના.

માન્ધાતા સરખા મહિપતિ પણ, મહિ મૂકી પરવાર્યારે;
ત્રણ પગલાં જ્યાં ત્યાં પણ મળશે, ધરણીધરનાં ધાર્યા.
સીતારામ વિના.

ગૃહિણી ગૃહને દ્વાર વળાવી, રડતી વળશે પાછીરે;
સગાં સંબંધી સાથ ન સાધે, સ્વાર્થ તણાં સંગાથી.
હરિના નામ વિના.

વિચાર કર મૂરખ નર ! મનમાં, વસંત આ વહી જાશેરે !
કમાન છટકી જાતાં કરથી, પાછળથી પસ્તાશે;
હરિના નામ વિના.

*

## સંસાર માર્ગદર્શન—ઉદયના મંત્રો.

( લાવણી અથવા સવૈયા. )

ઉઠો, બંધુઓ ! પ્રભાત ઉગ્યું ! પ્રમાદ–પાતક દૂર કરો !
દશે દિશામાં કિરણો ઝળકયાં ! અંતરનું આંધાર હરો.
તનમન–ઉરના તમ–મળ ત્યાગી, જ્ઞાનજળે મુખ સ્વચ્છ કરો;
પૃથ્વીતલ પર અમરકીર્ત્તિ વરી, માનવ–જીવન સફળ કરો.
નિર્મળ નીતિ–વિચારબળે, અંતરમાં ઉત્તમ ભાવ ભરો;
ઈશ્વરને કરી યાદ હૃદયમાં, કર્મ–ધર્મનાં ધ્યાન ધરો;
પૃથ્વીતલ પર કીર્ત્તિ અચલ વરી, જીવનધનને સફલ કરો. પૃ. ૧

સર્વ પ્રથમ સંતતિ સંબંધી, નિજ કર્ત્તવ્યો સ્મરણ કરો;
લાલન–પાલન,–વર્ત્તન–શિક્ષણ, સર્વ વિષયમાં લક્ષ ધરો;
અનુચિત લાડ લડાવી તનુનાં, જીવનધન નવ નષ્ટ કરો ! પૃ. ૨

શુભ સંગતિમાં સહાય રાખી, માનવ પદને યોગ્ય કરો;
પવિત્ર પિતૃ પદના અધિકારી ! ફરજ કરજને ના વિસરો.
હૃષ્ટ–પુષ્ટ ને બને સુશીલજન, એવા નિત્ય ઉપાય ધરો. પૃ. ૩

પળ પણ વ્યર્થ ગુમાવે નહિ તનુ, ત્હેની શુભ સંભાળ ધરો;
બ્રહ્મચર્યના દૃઢ રક્ષણમાં, બાલમતિ દૃષ્ટિભૂત કરો;
સચ્ચરિત્ર સદ્‌ગુણમય જેથી, જીવનનો વહે સતત ઝરો પૃ. ૪

દુષ્ટ રૂઢિનાં દુઃખકર બંધન, તોડી ફોડી નષ્ટ કરો;
શિક્ષાપથમાં આડે આવે, એવા દુષ્ટાચાર હરો;
નિરખો નજરે શાસ્ત્ર–ધર્મપથ, પૂર્વજની કૃતિ યાદ કરો. પૃ. ૫

જ્ઞાન સમાન વિમળ હિતકર્ત્તા, અન્ય નથી આનંદ ખરો;

મહામૂલ્ય વિદ્યાધન સ્હમજી, નિશદિન તેનો લાભ ભરો;
નિર્મલ વિદ્યા જ્ઞાન–નાવ મ્હડી, દુસ્તર ભવજલ પાર તરો. પૃ. ૬

ધર્મ–જાતિ નિજ દેશબંધુની, સેવા કદીએ ના વિસરો,
બંધુ–ભાવથી સાથે મળીને, ઉન્નતિ પથમાં ગમન કરો;
આપ તરી બાંધવને તારી વિમળ બની વિશ્વે વિચરો. પૃ. ૭

સ્નેહ અને સજ્જનતા પ્રસરે, એવા નિત્ય પ્રયાસ કરો;
ઐક્યસૂર્યનો ઉદય થશે ત્યાં, સબળ વહેશે ઉદય–ઝરો;
પેટ વેઠ માટે ઓ હંસો ! મોતી ત્યજી શું ઘાસ ચરો ? પૃ. ૮

કૃષિ, વાણિજ્ય, કળા, હુન્નરથી, દેશ–દીનતા–દર્દ હરો;
દુઃખ–દુર્દશા દૂર કરીને, ભારતનો ઉદ્ધાર કરો;
આંખ ઉઘાડી, સત્ય ધર્મ ને વિમલ પન્થમાં પાય ધરો. પૃ. ૯

સ્થિરતા ને સદ્‌ભાવ સંગ્રહી, દેશ વિદેશે વિજય વરો;
નવા શોધ ને નવીન ધંધા, શોધી ખોળી હાથ ધરો;
બુદ્ધિ–બળ ને તર્કવિતર્કે, વધ્યા વિદેશી વીર નરો. પૃ. ૧૦

રામાયણ, મહાભારત, ગીતા, અગમ–નિગમ શ્રુતિ પાઠ કરો;
પૂર્વજનાં પ્રાચીન ધનરત્નો, સંગ્રહવા ઊંડા ઉતરો;
અમૂલ્ય હીરા ત્યજી પર કંકર કાચ વિષે શું મોહ ધરો ? પૃ. ૧૧

શ્રવણ પઠનથી આગળ વધીને, અનુભવ પર અનુરાગ ધરો;
ખરી કસોટી કરી જ્ઞાનની, સત્ય વસ્તુને હાથ કરો;
અમૂલ્ય માનવ–જીવનનૌકા, ખેડી ભવસાગર ઉતરો. પૃ. ૧૨

પ્રમાદરિપુને ઠામ મારવા, ક્રિયાશક્તિ તલવાર ધરો;
આળસમાં ઘર ખુણે સૂતા, શાને શ્વાન સમાન મરો ?

હરિ કુંભસ્થલ ભોગી કેસરી, કદી કરે નહિ ઘાસ ચરો. પૃ. ૧૩

નિત્યકર્મ, ઉદ્યમ આટોપી, નિયમિત, વાચન-પઠન કરો;
રત્નકોષમય ગ્રન્થનિધિનાં, અમૂલ્ય વચનો હૃદય ભરો;
પરનિંદા, ઇર્ષા કે કુથલી, કૂડી ટેવ કુકર્મ હરો. પૃ. ૧૪

જ્ઞાન, માન, વિજ્ઞાન વધારી, બંધુજનને દાન કરો;
એકલપેટા કાક બનીને, સ્વાર્થ વિષે નવ ડૂબી મરો;
સત્સિદ્ધાંતો સ્થાપી જગમાં, પરને તારી આપ તરો પૃ. ૧૫

સદ્વિચાર-સાગર ઉલેચી, તત્વ-વસ્તુને ગ્રહણ કરો;
સ્વાર્થ સાથ પરમાર્થ સુધારો, એક પંથ બે કાજ સરો;
જગમાં જન્મી પરહિત કરવા, વ્રત ધરી ઉર ઉત્સાહ ભરો. પૃ. ૧૬

દાવ-પેચ,છળ, છિદ્ર, કપટના પડદા દિલથી દૂર કરો;
પાપ, પ્રપંચ, પ્રમાદ, પિશુનતા, પાખંડોનાં પ્રબળ હરો;
હંસ બંધુઓ ! ત્યજી હાડકાં, મોતીડાં બહુ મૂલ્ય ચરો. પૃ. ૧૭

કહો થોડું પણ કરી બતાવો, કિંમત વચનની ના વિસરો;
હરિશ્ચંદ્ર દધીચિ, શિબીરાજા; કૃત્ય ત્હેમનાં સ્મરણ કરો;
પ્રાણ જાય પણ રહે પ્રતિજ્ઞા, અચલ-અટલવ્રત સફલ ખરો; પૃ. ૧૮

ભેદભાવ ભૂલી ભીતરના, પ્રેમ-પ્રતાપ પ્રચાર કરો;
હિત-તત્વો હૈડામાં ધારી, ધર્મ માર્ગમાં સ્વચ્છ સરો;
સમાજ-ધન બળ-સાધન શોધી, સાધી, સીંચી સત્વભરો. પૃ. ૧૯

રાજા-પ્રજા તણાં સુખ-શાભો, સંભારી પ્રભુતા પ્રસરો;
વૈમનસ્ય ને વૈર વિદારી, વિમલ વિચારો હૃદય ધરો;
સાત્વિકતા, સૌજન્ય, સુશીલતા, પુનિત પાથરો પુણ્ય થરો. પૃ. ૨૦

દંભી, ઢોંગી, ધૂર્તજનોને, કોઈ પણ નહિ દાન કરો;
ગંજેરી, ભંગી, અફીણીયા, વ્યસનીને શી સાહ્ય કરો ?
વિદ્યા, જ્ઞાન–પ્રકાશ વૃદ્ધિનાં, દાન-ધર્મને ચિત્ત ધરો. પૂ. ૨૧

રહેણી–કરણી, નીતિ–રીતિ, યજન–પૂજનમાં પ્રેમ ધરો;
ભાવી સંતતિ બની સુશિક્ષિત, આશિષ દે એવુંજ કરો;
વિદ્યા, ધન, બળ વિના જગતમાં, પ્રબળ પ્રજાનો થાય મરો. પૂ. ૨૨

એજ ધર્મ છે ખરો આર્યનો, પ્રેમે પરહિત કાજ મરો;
જનહિતનાં જાહિર કર્યોમાં, વૈર–વિરોધ સકળ વિસરો;
જનમી–મુખ ઉજવલ ન કરે જન તે કરતાં સારો પથરો ! પૂ. ૨૩

આત્માનો આનંદ લૂટવા, બ્રહ્મતત્વની શોધ કરો;
સમાનતા પ્રસરે સંસારે, એવા નિશદિન ભાવ ધરો.
ગ્રીષ્મ શિશિરનાં દુઃખો હરી,હરિવસંત વિશ્વ વિષે વિચરો. પૂ. ૨૪

*

## નિરાશાનો ઝંઝાવાત.

( ગઝલ–સદા સંસારમાં–એ લય. )

હમારી આંખનાં આંસુ કોઈ લ્હોનાર નથી,
અનેરા કાળજાના ઘા કોઈ જોનાર નથી.–ટેક.

હતા ત્યારે હજારો હેતથી હાજર રહેતા,
નસોથી લોહી વહેતાં કોઈ ધોનાર નથી.–હમારી.

પ્રીતિની જામ ભરી પાઈને તૃષા નિવારી,
સુકાતા કંઠ માટે અંજલિ દેનાર નથી.–હમારી.

હૃદયનાં હીર ચીરી, વીરની મહેમાની કરી;
ફરી મુખડું બતાવી ભૂખને હરનાર નથી.–હમારી.

બીજાનાં દુ:ખ હર્યાં દુ:ખડાં હજારો સહી;
દર્દે દિલ દેખીને એક આંસુયે ઝરનાર નથી.–હમારી.

હમે તો જીંદગીભરની સદા ગુલામી કરી;
પ્યારી પળ પણ અમારે કાજ કોઇ ખોનાર નથી–હમારી.

હમારી જીંદગીમાં જીંદગી નિજ માનનારા;
જતી આ જીંદગી જોતાં દયા ધરનાર નથી.–હમારી.

નથી કંઈ સ્વાર્થ હમે આપીએ સર્વસ્વ છતાં;
હમારી સ્નેહની સેવાનો અહિં સ્વીકાર નથી.–હમારી.

કદી ધન–માન સુખદ સ્થાનની સ્પૃહા ન કરી;
અમીનાં આંખડીનો એ અહિં અધિકાર નથી.–હમારી.

અમે ઉર પ્યાર ધરી સ્નેહના સિતાર રચ્યા !
નથી કોઈ સ્થાન જ્યાં અમ કાજ તિરસ્કાર નથી–હમારી.

ધરીને બેડીઓ હાથે જડી જંજીર ગળે;
બીજાને કાજ છતાં કોઇને દરકાર નથી.–હમારી.

સ્વીકાર્યું મોત હમે પારકા હિત કાજ અહિં;
હમારા મોતના *માતમ કોઈ રોનાર નથી.–હમારી.

ઉઠાવી પારકા બોજા, હમે ગરદન ઝુકાવી;
હમારા પ્રેતનું પણ કોઈ ઉચકનાર નથી.–હમારી.

*

* માતમ–મરશિયા.

# અસાર સંસાર વર્ણન.

( પદ અથવા લાવણી. )

રહેશે હાડ પીંજરૂં પડી,
પંખીડું જરૂર જાશે ઉડી !–ટેક.

તન–ધનના અભિમાન ભાનથી રહ્યો આભને અડી;
સળી માત્ર પણ સાથે નાવે, જશે ચિતાપર ચ્હડી.–રહેશે.
કુડ કપટની માયા જોડી, ભાઈ બ્હેનથી લડી;
કાળાં–ધોળાં પાપે વીંટી, સ્વાર્થ સૂત્ર કોકડી.–રહેશે.
કઠોર કાળા પાણા ખડકી, મોટી મેડીયો ચણી;
પડી રહેશે બાગ બંગલા, જશે જીવન પાંદડી !–રહેશે.
માત–તાત દારા સુત માટે રહ્યો સદા આથડી !
અળગાં રહેશે સઘળાં જ્યારે આવે આખર ઘડી !–રહેશે.
સ્વાર્થ કાજ સહુ સ્નેહ બતાવે, કોને કોની પડી ? !
સ્મશાનમાં સળગાવી દેશે, ઘડી બેઘડી રડી !–રહેશે.
કુટિલ માર્ગમાં કુસંગ સેવી, કર્મ બેડીઓ જડી !
નરકવાટની વસમી વાટે, પડશે દુ:ખની ઝડી !–રહેશે.
ભ્રમથી ભૂલીને પ્રભુ ને ભજ્યા નહિ એક ઘડી !
અમૃત પાન તજીને પામર પીધી ખાટી કઢી !–રહેશે.
ધર્મ માર્ગ ધારણ કરવામાં, કુબુદ્ધિ આડી નડી !
બચાવનારૂં કોઈ નથી, જ્યારે પડે દંડ લાકડી !–રહેશે.
અમૂલ્ય હીરો ગમ્યો ન તુજને, ગમી કાચની કણિ !
વસંત ! વિષ પીધું વિષયોનું, ભક્તિ ના સાંપડી !–રહેશે.

*

# નસીબની બલિહારી.

( ગઝલ–સદા સંસારમાં–એ લય. )

હજારો હાથ પછાડયે કશું વળનાર નથી;
લલાટે લેખ લખ્યા કોઇથી ટળનાર નથી.
બ્રહ્મા વિષ્ણુ અને શંકર સમા ન ઉથાપી શકે;
વિધિના લેખમાં કોઈ મેખ મારનાર નથી.
પડે વરસાદ છતાં ચાતકો તરસ્યાં મરે છે;
નથી ઈચ્છા વિધિની તે કદિ મળનાર નથી.
હજારો યત્ન કરો કે મથી મરો છતાંયે;
ઋતુ વિણ વૃક્ષ કદી વિશ્વમાં ફળનાર નથી.
જાદુ મંત્રો અને તંત્રો વડે ભાવી ન ટળે;
સહી બેસી રહો બીજો કશો ઉપચાર નથી.
બળો ફફડો કદી ઉપાધિ લાખ વેઠી મરો !
વિધિથી ઉલટા ઉચ્ચારનો અધિકાર નથી !
ક્રિયાશક્તિ ચલાવે તંત્ર આ બ્રહ્માંડ તણું;
તમારૂં કે હમારૂં ધાર્યું કંઈ થનાર નથી.
હણી રાત્રિ ફરી વળી થયો છે અસ્ત રવિ;
ભરંતા ટોપલા અંધાર ખુટનાર નથી.
વાવ્યાં છે વૃક્ષ જેવાં પામવાં એવાંજ ફળો;
ક્રિયાના ત્રાજવામાં લેશ ફેરફાર નથી.
કરેલા કર્મનાં ફળ ભોગવો આધીન રહી;
ચુકાવો આગલાં દેવાં તેમાં ઉપકાર નથી !
લખ્યાં દુર્ભાગ્યનાં દુઃખો ટળે તે કેમ કરી ?
નિભાવો યોગ અનેરો ફરી મળનાર નથી ! !

## હમે બંદા સદાયે મસ્ત રહેનારા.

( ગઝલ—કવ્વાલી. )

હમે માલીકના બંદા ! સદાયે મસ્ત રહેનારા !
મતિહીણા, મલીન, મંદા ! છતાંએ મસ્ત રહેનારા !

નથી સૂકા ઉનાળામાં ! નથી લીલા શિયાળામાં !
હૃદયમાં સળગતી જ્વાળા, છતાંએ મસ્ત રહેનારા !

દબાતા કંઈ નથી દુ:ખથી, પુલાતા કંઈ નથી સુખથી !
ગણી સુખ–દુખના ગાળા ! સદાયે મસ્ત રહેનારા !

નથી જ્ઞાની અને ધ્યાની, નથી માની અભિમાની;
જુવાનીનાં બળ્યાં જાળાં ! છતાંએ મસ્ત રહેનારા !

નથી ધનવાન કીર્તિમાન્, નથી વિદ્વાન્ કે શ્રીમાન્ !
શિશુ જેવા કર્યા ચાળા ! છતાંયે મસ્ત રહેનારા !

નથી આકિલ નથી કામિલ ! નથી પૂરા બન્યા બિસ્મિલ !
કરે કાતિલ ! કરમ કાળાં, છતાંયે મસ્ત રહેનારા !

સિતારા ! ક્રૂર કિસ્મતના, ફના કરવા ભલે બેઠા;
બળે ત્રિતાપથી બાળા, છતાંયે મસ્ત રહેનારા !

તમે મારો તમે તારો, કરો જે કંઇ તમે ધારો !
કદી હીણા કદી કાળા, છતાંયે મસ્ત રહેનારા !

નથી ધોળા નથી કાળા, નથી પીળા ન રૂપાળા !
અમે તમ બાપના બાળા ! સદાયે મસ્ત રહેનારા !

હતા સુખિયા,હતા મોટા,બન્યા દુ:ખિયા અને છોટા !
દીઠા આ દર્દના દહાડા, છતાંયે મસ્ત રહેનારા !

ભયંકર કર્મ કરનારા ! સિતારા ! ખેલતા ન્યારા !
હમારા મોતના પાળા, સદાયે મસ્ત રહેનારા !

કસમ છે રહેમ ના કરજો ! દયા કંઈ દિલ નહિ ધરજો !
ઉતારો ચર્મનાં છાલાં, છતાંયે મસ્ત રહેનારા !

*

## માયાની અબળ હોળી.

( હોરી. )

નખરાંથી નયન નચાવી;
માયાએ શી મસ્તી મચાવી.

શુન્ય વિષે સૃષ્ટિ સર્જાવી, બાંધી નવેલી હવેલી;
અલખ દેશનો બાજીગર ત્યાં, ખેલ રહ્યો છે ખેલી.
કેલી આ કેવી જમાવી !—નખરાં.

વાસના દોરી ખેંચીને છાંટી, નવરંગ રેખા રચાવી;
અધર ગગનમાં મર્યાદા બાંધી, જાદુઇ ચાવી ચલાવી.
રહી શી સૃષ્ટિ ખિલાવી !—નખરાં.

પાપના પત્થર પ્રેમથી ખડકયા, ચિત્તનો ચૂનો લગાવી;
સંગ સંસર્ગનું પાણી ભરીને,—મમતાની માટી મિલાવી.
અજબ આ લીલા જમાવી:—નખરાં.

અલખ નિરંજન લક્ષે બાંધ્યા, જડનું ચેતન તાવી;
દૃશ્ય અદૃશ્ય દ્વિધા ઉપજાવી, એક અનેક સજાવી.
બની ઠની બેઠી એ બાવી:–નખરાં.

એકપણું ઉર એને ન ભાવ્યું, બહુપણું લાવી બોલાવી;
અજરામર એકજ અવિનાશી, ઊંઘી લગાવીને ચાવી.
દીધાં બહુ રૂપ બનાવી:–નખરાં.

એક છતાં એ અનેક સાથે, શઠ વ્યભિચારિણી નારી;
મોહે ફસાવી જલાવી ધખાવીને, જીવની કરતી ખુવારી.
મોટાનાં માન મૂકાવી:–નખરાં.

વંધ્યાને દીધા બહુ પુત્રો, આકાશે પુષ્પો ખિલાવી;
અણુસર્જ્યાં–અણુઘટતાં સૂત્રો, સરજી જન–મન ભાવી.
સીધા ને ઉંધા ઉઠાવી:–નખરાં.

અંધ કર્યાં બહુ અહીં જનોને, લાલ ગુલાલ ઉડાવી !
અમૃત કહીને ઝેર પીવાડી, તરણી નૌકા ડૂબાવી.
ભોળા ભ્રમર ભરમાવી:–નખરાં.

પોતાને પોતે નવ દેખે, એવી હોળી જલાવી;
આગ પ્રસારતી ચાલી ઘરેઘર, કાષ્ટ વિષયનાં ઝલાવી.
ફંદ કરી બહુ ફાવી:–નખરાં.

વસંત શું લીલું કરવાની ! રાક્ષસી જહાં રહી બાળી !
હોળીની ઝાળ સળગતી તેમાં, બળે બારણાં જાળી.
ટાળી શકે કોણ ભાવી ?–નખરાં.

*

## ૧૪૩

# આર્જવતાનાં આંસુ.

ધરી દુઃખિયાની દાદ, દેવા ! દયા દર્શાવજો;
સુણી સંતોના સાદ, સ્વામી ! સુધા વરસાવજો.

પ્રભો ! પામરના પાલનહાર છો, સર્વ સૃષ્ટિ સિતાર તણા તાર છો;
સંત સાધુના સાચા શણગાર છો, દીનબંધો ! અમારા આધાર છો.

કરી આર્જવને યાદ, અંતર આનંદઘન ! આવજો;
ભક્તિ ભાવના પ્રસાદ, ભૂખ્યા ભક્તોને ચખાડજો.

પૂર્યાં દ્રૌપદીનાં ચીર, ચડયા પંચ પાંડુ વીર;
હતા દીન ને અધિર, તર્યાં કૃપા બળે નીર.

કર્યા બળીઆથી વાદ, એવી કરણીમાં સંચારજો;
તર્યાં ધ્રુવને પ્રલ્હાદ, એવી તરણીમાં બેસારજો.

કાય મન વાણી તાલ, ધરી વિપરીત કરતાલ;
બન્યા હાથે બેહાલ, કુટિલ કામી કંગાલ.

મૂઢ અજ્ઞ તોય બાલ, ગણી કરજો સંભાળ.
હરી પાપને પ્રમાદ, વિપદાનાં શૂર પૂરવારજો;
ધરી શ્રવણે ફરિયાદ, ભવસિંધુ શ્રીહરિ તારજો.

# મિથ્યા ભ્રમણાનું ઔષધ.

( ધન્યાશ્રી. )

મન મૂકી દે 'મારૂં' 'મારૂં'
આ જગમાં નથી કંઈ તારૂં. મૂકી૦

'મારૂં મારૂં' કરતાં મરશે, સ્વાર્થ—મમતથી કંઇ ન સુધરશે;
સમજી લે સત્ય સારૂં. મૂકી૦

'મારૂં મારૂં' કરી શું મારો ? ભર્યો ઘડો ન કરે ઉચ્ચારો;
પોકળ વાગે નગારૂં. મૂકી૦

સજ્જન સમજુ શાન્તિ ધારે, મૂર્ખ છાલકા ત્હડે લવારે;
છાનું ના રહે નઠારૂં. મૂકી૦

મહાજનો મમતાને મારે, મૂર્ખ માતને મારે ભારે;
'મારૂં' કર આજ અકારૂં. મૂકી૦

રાક્ષસ રાવણ કંસ સરીખા, 'મારૂં' કરતા મરતા દીઠા;
છે એજ નરકનું બારૂં. મૂકી૦

જ્યાં ભૂલાયું 'મારૂં તારૂં' ત્યાં શોધાયું સઘળું સારૂં;
અંતર હું એમ વિચારૂં. મૂકી૦

યોગી, યતિ, મહાત્મા ને મુનીઓ, 'મારૂં' તણી ધખાવે ધૂનીઓ.
સમજુ પર જીવન વારૂં. મૂકી૦

જાગો જીવન અમુલખ જાયે, 'મારૂં', ત્યજે નવ—નિદ્ધિ પમાયે;
ભજીને હર નામ પ્યારૂં. મૂકી૦

*

## ૧૪૫

# વિપરીત-સેવા.

ગઝલ—કવ્વાલી.

ઠગારી મોહિની આશા ! કરે સંસારની સેવા !
વિતૃષ્ણાના વિફળ પાસા ! ધરે નિઃસારની સેવા.
બજાવ્યાં ઢોલ ને વાજાં, ઘણાં ફોડયાં કર્યાં સાજાં;
કરી ગીતો રચી તાજાં, જગત્ સિતારની સેવા.
ગભીરી મોહની ઘેરી, બનીને કર્મના વેરી;–
ભરી બિમારીઓ ઝેરી, કરી બિમારની સેવા.
કરી સાચાં અને જુઠાં, બનાવ્યાં કાળજાં બુઠાં !
રહ્યાં છે હાથમાં ઠુંઠાં ! કરી વ્યાપારની સેવા.
નિચોવ્યાં માંસ ને મજ્જા, લુટાવ્યાં લાભ ને લજ્જા !
સહી સેતાનની સજ્જા, કરીને પ્યારની સેવા.
રતિના રંગમાં રાચ્યા, નયનના મારમાં નાચ્યા;
વિષયનાં પુસ્તકો વાંચ્યાં, ધરી દિલદારની સેવા.
વિસાર્યો ભાવ મર્મોના, ઉથાપ્યા માર્ગ ધર્મોના;
ધરી બોજા કુકર્મોના, કરી કુંભારની સેવા.
તજીને પુષ્પ ક્યારાને, સજી છે શૂળ-ધારાને !
ઠગીને નાથ પ્યારાને, કરી છે યારની સેવા.
વિષયવૃત્તિ સદા સેવી, તજી શાન્તિ શિયળદેવી;
કરી આ દુર્દશા કેવી ! ધરી બદ્કારની સેવા.
વિસારી વિશ્વના દેવા, તજીને મોક્ષના મેવા;
સ્વચ્છંદે સાધતા શું અંધ, બેદરકારની સેવા ?
તજી મરજાદ ને કુળ લાજ, ચણતાં પાપ કેરી પાજ;

કુટિલ બુદ્ધિ બતાવે આજ, હરિયાપારની સેવા.
હજારો વેઠતા વાંધા, સડાવ્યા અંગના સાંધા!
ખુશીથી ખાસડાં ખાધાં, કરી પરનારની સેવા.
વિસારી એક ગિરિધારી! સ્વિકારી લાખ લાચારી!
હૃદયના હારને હારી, કરી લાચારની સેવા.

*

## રૂપરંગનો મોહ પડદો.

( પદ અથવા આશાની લય. )

રંગ રૂપને જૂએ, મૂર્ખ તે મોહકૂપ પડી રૂએ:-ટેક
સાબુ ચોળી મસળી મસળી શરીર ચામડું ધુએ;
અંદરથી મળમૂત્ર ભરીને, બહારથી ના ધુએ:-મૂર્ખ.
સત્ય, ન્યાય કે ધર્મ, દયાનું નામ ધર્યું નહિ ઉરે;
પાપ પથારી કરી અંતરમાં, ફુલ પાથરી સૂએ:-મૂર્ખ.
માયાનું ઠેકાણું ન મળે, પોકળ વાસ્તુ કરે;
વ્હાઇટવોશ ચૂનો ચોપડતા, કાણુંવાળા ચૂએ:-મૂર્ખ.
દિવાલ ડોલે, માયા ડોલે, કાયા-ગઢ ડગડગે;
તકલીદી એ તનના માળા, તાણે જીવતે મૂએ:-મૂર્ખ.
કર્મ કરે આંખો મીંચીને, પુણ્ય-પાપ ના જૂએ;
નરક કુંડમાં પડે-સડે પછી, પોક પાડીને રૂએ:-મૂર્ખ.
તેલ ફુલેલ ન કોઈ લગાવે, સાબુ કોઈ ન ધુએ;
ફાટી તૂટી સડી ચામડી, મસળે મળને ફૂએઃ-મૂર્ખ.

*

## માળાનાં માળખાં.

( મનહર. )

પક્ષિયોના માળા જેવા માળામાં વસે છે લોક,
અમારા તો માળા ત્હારી માળામાં સમાયા છે;
છંદ ફંદ, ફેલ, ફૂટ ચાળામાં ફસે છે લોક,
નાણું કરી ભેગાં કહે મ્હોડે એ કમાયા છે. ૧

પાપ પુંજ વ્હોરી બને નર્કના અઘોરી,
પવિત્ત, ચિત્ત, હિત્ત ચોરી જાન્હવીમાં ન્હાયા છે;
અધર્મોને ધારી, નીતિ ન્યાયને વિસારી,
ઠગે દેવતાને મારી, દેવ માણુસોથી ડાહ્યા છે. ૨

પેટમાં ભર્યાં છે પાપ, મ્હોડેથી બતાવે તાપ,
શાપ પામનારા આપ! બાપને સતાવે છે;
પરનારી ધારી સારી, જૂએ આંખ તાકી ભારી,
વિષવેલ પ્યારી, ગણી પ્રેમથી વધાવે છે. ૩

હરામનું ધન હરે, પાપ કર્મથી ન ડરે,
મરેલી માતાનાં સ્તન ચામડાને ધાવે છે;
માત તાતને હસાવે, નિજ જાતને લજાવે,
ફાવે તેવા ફંદ કરી, જગને નચાવે છે. ૪

લોકમાં ગણાય શાણા, કીર્તિ કાજ આપે નાણાં,
લોભીનાં એ લ્હાણાં, નીતિ લક્ષને ભૂલાવે છે;
દોડધામ કરી ડાહ્યા, વેચે શાન્તિ રૂપ જાયા,
વેચાતા બજારે નિજ દેહને ડોલાવે છે. ૫

જાણે જાતે અજાણ, ખોટી કરી ખેંચતાણ,
હૃદય હિંડોળે ખોટા ભાવને ઝુલાવે છે;
મનમાં બાંધીને તોડ, ઘડે નવી જુની હોડ,
હાથેથી પોતાની ખોડ-ખાંપણો ખુલાવે છે. ૬

પાપની અમાપ ઝાડી, પ્રેમથી ભલે ઉગાડી,
દંભ, સ્તંભ ફાડી, પછી નૃસિંહ પધારે છે;
દશ વર્ષ ચાલે ટોળ, પછી વ્હાણ ડામાડોળ,
ડોલતું સમુદ્ર તણે, તળિયે ઉતારે છે. ૭

અહિં તો ચલાવે સદા, ધામધુમ બની અંધા,
ન્યાયને દિવસ બધાં પાપને ઉધારે છે;
પ્રભુના પ્રદેશ વિષે, પોપલાંનું રાજ દિસે !
હશે તેવો થશે ન્યાય એવું શાસ્ત્ર ધારે છે. ૮

*

## મન-માયાનું યુદ્ધ.

પદ—( નારાયણનું નામ જપી લે )—એ રાહ.

વિભુજી ! વિનવું વિનયે તમને !
બળ આપો કંઇ આ દીન મનને !
મોહ-મમત મારે છે મનને,
મન મારે છે મોહ મમતને !
મનડું બિચારૂં સાહ્ય વગરનું,
એકલ-ડોકલ-આધીન તનને:-વિભુજી !

તન પીડાતું ભૂખ-તૃષાથી,
સુખ દુ:ખ દ્વંદ્વો રોધે સહનને;

જનની તન સહુ દીન બન્યાં ત્યાં,
કોણુ કરે સેવા સાધનને ?–વિભુજી !

માયા સેના પ્રબળ હઠીલી,
ઘેરી રહી છે તન–મન વનને;
મન એ સેના ભેદી નિકળવા,
તેજ કરે કંઈ જ્ઞાન વદનને:–વિભુજી !

જ્ઞાન બિચારૂં આપે નપુંસક,
આપ વિના કેમ જીતે રણને ?
નાથજી ! આવો, મ્હેર બતાવો,
આપ દિપાવો આ હ્રદયાસનને:–વિભુજી !

નમન કરૂં છું નટવર નાગર !
આજ સ્વીકારો આ જીવનને;
અવર ઉપાય અભાવે આખર,
શરણે આવ્યો શ્રીચિદ્‌ઘનને:–વિભુજી !

*

## જગતના ઝેરના પ્યાલા !

( ગઝલ. )

દિલોજાનીથી ઉભરાતા ! પીઓ આ ઝેરના પ્યાલા !
સળગતા આગ સમ તાતા ! પીઓ આ ઝેરના પ્યાલા !
ઉઠો–આવો–દુઃખી ! દાતા ! ભરી લો અંતરે શાતા !
બનો પી મસ્ત મદમાતા ! લીઓ આ ઝેરના પ્યાલા !

રૂદનનાં ગીતડાં ગાતા, રહ્યા શું આમ સીદાતા ?
જગતનો ગમ સદા ખાતા, પીઓ આ ઝેરના પ્યાલા !

પ્રભુની પાઠશાળામાં, પઢે તે બાળ-બાળાના;
ગણાવાને ખરા જ્ઞાતા, પીઓ આ ઝેરના પ્યાલા !

સદાયે આત્મધન ખોતા, રહ્યા બેસી સુરત જોતા;
દુ:ખીની આંખડી લ્હોતા, લીઓ આ ઝેરના પ્યાલા !

ગણીને શત્રુને મિત્રો, ભૂંસીને સ્વાર્થનાં ચિત્રો;
વધારી અંતરે શાતા, પીઓ આ ઝેરના પ્યાલા !

હૃદયનાં બંધનો કાપો, નિયમના માર્ગને માપો;
રહો સંસારમાં રમતા, લીઓ આ ઝેરના પ્યાલા !

ઉખેડીને જૂના પાયા, ઘડાવી લો નવી કાયા;
નવા બાંધી નિયમ નાતા, લીઓ આ ઝેરના પ્યાલા !

ભરીને ભાવનાં ભાથાં, સજો સહુ એકતા ભ્રાતા !
રહો રંગે ભર્યાં રાતા ! પીઓ આ ઝેરના પ્યાલા !

પ્રભુનો પ્રેમરસ પાતા, બધાંને પ્રાણથી ચ્હાતા;
દયાના નીરમાં ન્હાતા, પીઓ આ ઝેરના પ્યાલા !

કસુંબી લાલ કે લીલા, થશે રંગો બધા ઢીલા;
હસી 'કાળા' અમે ગાતા, પીઓ આ ઝેરના પ્યાલા !

બધા આ રંગ દુનિયાના, ફના થાતા-ઉડી જાતા;
જહરના રંગ રહેવાના ! પીઓ એ ઝેરના પ્યાલા !

*

# માર્મિક ઝેરના પ્યાલા !

## નવલ મિત્ર નવલને—

## ( જુના પુરાણા વસંતનો ખુલાસો. )

( ગઝલ—કવ્વાલી. )

( પ્રસ્તાવ. )

જીગરની આફતો હરવા, ભર્યા છે ઝેરના પ્યાલા !
કસોટી કર્મની કરવા, કર્યા છે ઝેરના પ્યાલા !
સખે ! શી રીત સમજાવું ? નથી એ ભાવતું ખાવું !
બની બેજાન ત્યાં જાવું, ભર્યા છે ઝેરના પ્યાલા !

( બીજ. )

નથી એ ગીતને ગાવું, નથી એ નીરમાં ન્હાવું;
નથી ત્યાં આવવું–જાવું ! ઝર્યા છે ઝેરના પ્યાલા !

બની ગુલ્જાર કાયાથી, છવાઈ ઇશ–છાયાથી;
રહી હુંશિયાર માયાથી, ધર્યા છે ઝેરના પ્યાલા !

જમીને પ્રેમને ભાણે, પીએ તે પારખી જાણે;
અજાણ્યા તાંતણા તાણે, સર્યા છે ઝેરના પ્યાલા !

બનાવી ખાખ નિર્મલ જે, ગ્રહે છે શોધી સામલને;
ન્હ્ડે રણમાં અમલ પીને, કર્યા છે ઝેરના પ્યાલા !

મરે છે જે વડે દુનિયાં, જીવે છે યોગિયો તેમાં;
જગતથી ભિન્ન રસ્તામાં, ભર્યા છે ઝેરના પ્યાલા !

કરીને દંડ મેરૂનો, બનાવી શેષની રજ્જુ;
મથીને કાઢતાં અમૃત, મળ્યા છે ઝેરના પ્યાલા !
ઠગાયા દેવતાઓ જ્યાં, કથા ઇન્સાનની શી ત્યાં ?
પૂછો તે એવજા બ્હાનાં, બન્યા છે ઝેરના પ્યાલા !
નથી સ્હમજી શકયા પોતે ! કહો સમજાવીએ કોને ?
ન વાણી વેદની પહોંચે, રહ્યા ત્યાં ઝેરના પ્યાલા !
નથી એ વાત કહેવાની, નથી એ ચીજ દેવાની;
દીવાની મસ્ત એ મનની, ભર્યા ત્યાં ઝેરના પ્યાલા !
પીએ તે ના કદી પૂછે, રડે તે આંસુ શું લૂછે ?
જમીને આસમાં વચ્ચે, ભર્યા છે ઝેરના પ્યાલા !
સરેસર ઝેરના પ્યાલા, દરેદર પાથર્યા ભાલા !
ઉઠાવો જામ મતવાલા ! નર્યા છે ઝેરના પ્યાલા !

( અંકુર. )

અભયપદ દેવને દેવા, ગયા પી દેવ મહાદેવા !
કરી પરમાર્થની સેવા, ધર્યા છે ઝેરના પ્યાલા !
ભરીને નીલકંઠે જે, પચાવ્યું ઝેર કાતિલ તે;
ઉછાળે સાપ ફુંફાડે ! ઝર્યા છે ઝેરના પ્યાલા !
ચ્હડી તે ઇશ્કની પાંખે, પડયું માશુકની આંખે;
મઝા તો આશકો ચાખે ! મળ્યા છે ઝેરના પ્યાલા !
નસે નસમાં ચ્હડે લ્હેરો, ઉઠે કંઇ રંગ ઘનઘેરો;
વિસારે વિશ્વનાં વેરો, ગળ્યા છે ઝેરના પ્યાલા !

ગળાની રૂંઢમાળામાં, જટાનાં રૂક્ષ જાળામાં-
વહંતી ગંગધારામાં, સર્યા છે ઝેરના પ્યાલા !
વહ્યા કૈલાસથી નીચે, ઝીલી બ્રહ્માંડ ઉર હીંચે;
રસીલી આંખડી મીંચે ! ઠર્યાં ત્યાં ઝેરના પ્યાલા !
પ્રતાપી રામ રઘુરાયા, સીતાને શોધવા ચાલ્યા;
રડે વનમાં, હસે માયા ! ભર્યા ત્યાં ઝેરના પ્યાલા !
ચઢ્યો મનસૂર શૂળીપર, 'અનલહક્ક'ને કરી દિલબર;
ઉતારી ઇશ્કનાં ખંજર. વહ્યા છે ઝેરના પ્યાલા !
દટાયો કબ્રમાં ફરહાદ, શીરીંનું નામ કરતો યાદ;
બન્યા એવા ઘણા બરબાદ ! ત્યાં છે ઝેરના પ્યાલા !
ગયા મજનુ અને લયલા, થયો મહેતાબ ઘાયલ જ્યાં;
પુકારે કૃષ્ણને રાધા, પીધા છે ઝેરના પ્યાલા !
મીરાંદેવી જહર પીને, રહ્યાં જગમાં અમર થઇને;
બને નહીં કામ કંઇ બ્હીને ! બન્યા છે ઝેરના પ્યાલા !
વખાણ્યા કૃષ્ણને રામે, પીધા છે ભિષ્મને ભીમે;
સમર જ્યાં રાત-દિન જામે, રહ્યા ત્યાં ઝેરના પ્યાલા !
પ્રબળ મેવાડના વીરા, ધરીને અંગ કેસરીઆં;
બતાવે રંગ રણધીરા ! વહ્યા ત્યાં ઝેરના પ્યાલા !
હજારો ક્ષત્રિની બાળા, મરણની ફેરવી માળા;
હસી ભેટી પડે જ્વાળા ! સહ્યા ત્યાં ઝેરના પ્યાલા !
ઉઠ્યા સુર યુદ્ધને ઝુંડે, મઢ્યા છે માનવી મુંડે;
નવાં ધરી રૂપ નવખંડે, ફર્યા છે ઝેરના પ્યાલા !

ભલા નિજ દેશને કાજે, અને નિજ ધર્મને માટે;
ઝુઝયા જે વીર શિર સાટે, ગ્રહ્યા છે ઝેરના પ્યાલા !

( વિકાસ. )

અમે જાણ્યું ગરલ જેને, ભલે અમૃત કહો તેને;
મરણશૈયા બિછાવો ત્યાં, ગણ્યા છે ઝેરના પ્યાલા !

ભરીને જામ એ મીઠા, અમર કોને થયા દીઠા ?
ઉઘાડી પીઠ પર પીઠાં, વહ્યા છે ઝેરના પ્યાલા !

જૂઠી દુનિયા જૂઠું કહે છે, પ્રવાહો ઊલટા વહે છે !
સુધાનું નામ દઈને છેતર્યાં છે ઝેરના પ્યાલા !

મરે તેને ધરી માથે, ઉઠાવે આફતો હાથે;
ખરે તે તારલા સાથે, ખર્યાં છે ઝેરના પ્યાલા !

સ્વદેહે મોત સ્વીકારી, નિવૃત્તિમાર્ગને ધારી;
વિસારી 'મારી' ને 'તારી'–હર્યાં છે ઝેરના પ્યાલા !

મરેલા લાખ મોતોમાં, અમે જીવતા સદા બેઠા !
મરણ–જીવન અમારામાં, ભર્યાં છે ઝેરના પ્યાલા !

સુગંધી પુષ્પની શૈય્યા, બિછાવે છે ફિરસ્તા જ્યાં !
મજા એ સ્વર્ગની લેવા, ધર્યાં છે ઝેરના પ્યાલા !

## શ્રીકૃષ્ણનું જન્મરહસ્ય.

### અવનવા આનંદનો અંતરમાં પડઘો.

( ઝુલણા છંદ )

ઉદય રવિ ઉગિયો, દુઃખ તિમિર ફેડતો,
ઉજળ્યાં આજ ઉત્કર્ષ વ્હાણાં;
ઉર કમળ ખીલીયાં, રસભરી ઝીલીયાં,
સૃષ્ટિએ આજ આનંદ લ્હાણાં !

દેવ દરબારનાં આજ આમંત્રણો, પાટલે એક છે રંક રાણા;
જાગિયા દેવકીપુત્ર, ત્યાં દેવનાં, કોણ લૂટી શકે દિવ્ય નાણાં ?
દિવ્યસુર દુંદુભિ ગગનમાં ગડગડયાં, ઘંટ ગુંજારતો મન્દિરોને;
આજ આનંદની નોબતો ગાજતી, હર્ષ વ્યાપ્યો સકળ રોમેરોમે !
અવનિમાં રેલીયાં પૂર આનંદનાં, કૃષ્ણ જયનાદના નાદ ઉઠયા !
કંસનાં કાળજાં કળકળી કંપીયાં, દુષ્ટના આજથી દિવસ રૂઠયા !
તીર્થ-યાત્રાતણા બંધ તૂટી ગયા, યજ્ઞનાં વિઘ્ન સહુ નાશ પામ્યાં;
ધર્મને કર્મના મર્મ સમજાવીને, વાસુદેવે વિપદ્ વહાણ વામ્યાં !
સ્વર્ગના સેતુ સંસારમાં સાંધીયા, મોક્ષમંદિર તણાં દ્વાર ઉઘડયાં;
ભક્ત ઉર મસ્ત આનંદથી ઊછળ્યાં, પાપીના દેવ પાતાળ પ્હોડયા !
પ્રાણ ચમકી રહ્યો ! રંગ બદલી ગયો ! ઘોર અંધારનો દોર તુટયો !
ચોર સંતાય છે, ઘુવડ ગભરાય છે ! તેજ કિરણો તણો રાશિ છુટયો !
રાત વીતી ગઇ, પ્રાચી પીળી થઈ ! પૃથ્વી લીંપાય છે કનકગારે;
પ્રેમ પડઘા પડયા ! પર્વતે આથડયા ! ઉન્નતિ આજ ગરજી નગારે !
જોગી જન જાગીયા ! કર્મમાં લાગીયા, કોઇક હતભાગિયા સેજસૂતા !

હંસ નિજ ધ્યાનમાં, કંસ અભિમાનમાં, દિવ્ય આનંદમાં સંત દીઠા !
ગોપીજન આંગણે-રેલ ગોરસ તણી, રસ સરિતા વહી ગંગ સરખી !
ગોપ મદઘેલડા ! નાચતા, કૂદતા, નાથને નિરખીને હૃદય હરખી !
ગાય-ગોવાળના પાળનારા હવે, ગાન કરશે મધુર બંસરીનાં;
પાપ ભય પામીયાં લય ઉદય ભાગ્ય છે, આજ ગોકુળતણી સુંદરીનાં !

ભીતિની ભોગળો ભવપતિ ભાગતા, તોડતા તાપનાં પ્રબળ તાળાં;
સત્યને તારતા, જુઠ ડૂબાડતા, દુષ્ટને કુટિલનાં મૂખ કાળાં !
આજ દર્શન થયાં, દેવ આનંદઘન ! નંદનંદન હૃદય દેશ રાચ્યા;
કુટિલ કલિકાળ બેહાલ-બેબાકળો ! સત્યના જીવ ધરી હર્ષ નાચ્યા !

ઉછળી ઉછળી વહે નીર ગંગા તણાં, માત યમુના પ્રભુચરણ ધોતી;
કુટિલ કુબ્જા હવે વક્રતા ત્યાગતી, પૂતના પાપિણી પ્રાણ ખોતી !
બિરદને પાળવા, સંત સંભાળવા, દુષ્ટને બાળવા બાળરૂપે;
ધર્મને સ્થાપવા, પાપ ઉત્થાપવા, કાપવા મેલ આ વિશ્વરૂપે !

અવતર્યા અવનિમાં વિશ્વપાલક પિતા, વિષ્ણુ-ગોપાળ ગો પાળનારા;
ગાય ગોવિંદના ગુણ ગગનસુંદરી શારદા, સ્નેહને સારનારા !
વિશ્વ ઝૂલાવનારા પિતા વિશ્વના, ઝૂલતા માતને આજ ખોળે;
અંકમાં ખેલતા બાળને જોઇને, મા યશોદા મુખે વાયુ ઢોળે !

ઉર નથી જાણતાં, કાળ એ કંસનો ! બાળ ના હોય એ દિવ્યશક્તિ !
ઇંદ્ર ને ચંદ્ર, રૂદ્રાદિ સહુ દેવતા, સેવતા જેમની અચળ ભક્તિ !
મહાગિરિ ધારશે, અસુર સંહારશે, તારશે સૃષ્ટિના સંત જનને;
અવનિ ઉદ્ધારશે, તિમિરદળ વારશે, ઠારશે ભક્તનાં રંક-મનને !
આવતાં સમય નિજ શક્તિઓ દાખવી, ખેલ કરશે ઘણા એ અનેરા !
ચોટલો ઝાલીને, ચોરને પટકશે, ચોકમાં તોડવા દુષ્ટ ડેરા !

અંધ તોડાવશે માત ને તાતના, મુક્ત કરશે પ્રજા જુલ્મમાંથી;
બાથમાં ભીડશે ભક્ત ભાવિકને, હાથ ઝાલી થશે સત્ય સાથી !
ચીર પૂરી સતી દ્રૌપદીનાં, બને સારથી પાર્થનો રથ ચલાવી;
પાઇને ઘુંટડે જ્ઞાન ગીતા તણું, વિજયની અજબ ચાવી બતાવી !
ધર્મ ને કર્મના મર્મ સમજાવીયા, પાર્થને સાર્થ શાસ્ત્રો સુણાવી;
રાજનીતિ અને ધર્મનીતિ તણી, સાર સમસ્યા નિયમસર ભણાવી !
આજ એ જ્ઞાન ભંડાર અવનિ વિષે, આપનો પુણ્ય મહિમા જણાવે;
ભાવને મર્મ સમજી વિચિક્ષણ નરો,ભાવથી ચરણમાં શિર ઝુકાવે !
નવલીલા કરી લલિત વન કુંજમાં, પૃથિવી પર પ્રેમના પુંજ પ્રસર્યા !
સૂર્યમંડલ સમો, રાસ રસમંડલી, વિરચીને પ્રણયના ચોક પૂર્યા !
દુઃખ ને ભૂખના ભાગનારા પ્રભુ ! પાપને તાપથી તું ઉગારે !
ભક્ત વાત્સલ્ય છે-અતુલ તુજ ભૂધરા !આ ભવાબ્ધિ હરિ !તુજ તારે!
માંગલિક જન્મદિન હર્ષથી ઊજવી, બાળકો આપનું શરણ ચાહે !
બાળને પાપ—દુર્ભાગ્ય સહુ બાળનાં ન્યાયનીતિ સુદર્શન પ્રભાવે !
સર્વ છો સાધવા શક્ત ઈચ્છા બળે, પ્રલય ને પ્રસવ પણ આપ કરતા;
પૃથિવીતલ પાપનો, ભાર ઉતારવા, આપ આનંદ અવતાર ધરતા !
ઉઠરે ! ઉઠ ! ઓ ! તાત યદુવીર ! તું ! ધીર ધરી નિંદમાં કેમ સૂતો ?
મોહ તમ નાસીયું, જગ બધું જાગિયું, કેમ આળોટતા આર્યપુત્રો ?
મ્હેર કે શરમ શું આજ નથી આવતી? બિરદને બાપ શું ત્યાગી બેઠો ?
બાળને બાળવા, કાળ આવ્યો કુટિલ—ભાળ લેવા હરિ ! ઉતર હેઠો !
વ્હાર કર વિઠલા ! ક્હાન ઓ કાળિયા ! દીન પોકારને કાન ધારો !
બાળને કાષ્ટગિરિ આંગળે ધારવા, આંગણે આજ ગિરિધર ! પધારો !
આર્યભૂમિ ! અહિં, ગાયરૂપે ઉભી, દીન ભાવે ચહે શરણ દેવા !
આગલાં વચનને યાદ કરીને હરિ ! મ્હેર કરજો ચરણ શરણ દેવા !

## ફક્ત એકજ માગણી.

( ગજલ-ત્રિતાલ )

દયા કરો, દયાળ ! બહુવાર થઈ ગઈ !
  સ્થિતિ બની બેહાલ, મતિ લાચાર થઈ ગઇ !
મથ્યો કરી ને મારૂં-મારૂં, વ્યર્થ સૌ ગયું,-
  રડી કબૂલે બાળ, હવે હાર થઈ ગઇ !
સમજ્યો ખરૂં, નથી અહિં અમારૂં કોઇ પણ;
  અજ્ઞાન રાત વીતતાં, સ્હવાર થઈ ગઇ !
આ મોહની બજારમાં, બહુ મુગ્ધ થઈ ભૂલ્યા-
  અક્કલ અનેક જ્ઞાનીની દુશ્વાર થઇ ગઇ !
સમજું છતાં, નથી ગ્રહી શકાતું સત્યને;
  બુદ્ધિ બિચારી અંધને, બિમાર થઇ ગઇ !
ફરમાવો શિક્ષા સામટી, ગ્રહું હું પ્રેમથી,
  ગરદન હમારી આજ તો તૈયાર થઇ ગઇ !
આંખો ઉઘાડી જોયું જીગર-મંદિરે જરા,
  આ જીંદગી અમૂલ્ય ! હા ! અસાર થઇ ગઇ !
બોજા ઉઠાવી પાપના, બહુ સંકટો સહ્યાં,-
  શિરપરથી આફતો હરિ ! અપાર વહી ગઈ !
ગયું છે સ્વપ્ન ઉડી, દૂર દીનતા ખડી !
  હવે હૃદયની દોરી એકતાર થઇ ગઇ !
જે મેળવે ગુરૂકૃપા, પ્રભુ પ્રતાપથી;
  એ ધન્યભાગ્યની મતિ હુશિયાર થઇ ગઇ !
ન ઈચ્છું અવર નાથચરણ યાચના કરી,
  બિરાજો હૃદયમન્દિરે સ્હવાર થઇ ગઇ !

*



સુવૈ ખાસ રૂપ ! પ્યારા તું! ઉગ્યું શાને? પુર્તિશાને ?
સુકોમળ બાળ ! વ્હાલા તું ! મળ્યું શાને ? ગયું શાને ?

# અકાળે કરમાયેલાં કુસુમને !

( ગઝલ. )

સુવાસિત પુષ્પ ! પ્યારા તું !
ઉગ્યું શાને ? ખર્યું શાને ?
સુકોમળ બાળ ! વ્હાલા તું !
મળ્યું શાને ? ગયું શાને ?
છબી પ્રેમે રસિલી જે,
હૃદય માંહી વસેલી છે;
ન વિસારૂં કદી ત્હેને;
વિસારી તું વહ્યું શાને ?
થયું તું ક્રુર શું ભુંડાં !
અરે નિર્દોષ બાલુડા !
નિરંતર ચાહનારાં દિલ-
ને સળગાવી વહ્યું શાને ?
ગમ્યું અહિંથી જવું શાને ?
જવું ત્યાં આવવું શાને ?
હણીને પોષનારાંને,
ઉડી જાતું રહ્યું શાને ?
જીગરને ડંખ મારીને,
જખમ ઉંડા ઉતારીને;
વિના વાંકે વિદારીને,
જવું આજે ચહ્યું શાને ?

પ્રથમ પ્રીતિ બતાવીને,
મધુર મુખડું ખીલાવીને;
અમારૂં કહેવડાવીને,
પરાયું તું થયું શાને ?
ગમ્યું ના ઝુંપડું આજે,
ન રહેવાનું વિચારીને;
નહોતું તું હમારૂં તો,
પ્રથમ કૂડું કહ્યું શાને ?
ત્યજી પ્રેમી જીગર જૂનું,
કર્યું ત્હેં રંકગૃહ સૂનું !
ખુંચાવી રત્ન જીવનનું,
હવે તન આ રહ્યું શાને ?

*

## શ્રી કૃષ્ણચંદ્રની જન્મલીલા !

( ભજન—( અબ તો મેરે રામ નામ—એ લય. )

આવી, આજ નંદ ઘેર નાથની વધાઇ !
ફુલડે વધાવે દેવ, ગુણવાદ ગાઈ !–આવી૦
દિવ્ય દુંદુભિ વગાડી, સુર ગગન ગજાવે;
ઋષિ,મુની અવનિ ઉર સવે શ્રુતિ શરણાઈ !–આવી૦
ભક્ત ભીડ ભાગવા, અવતાર ધાર્યો ધાઈ;
નંદનંદન, કૃષ્ણચંદ્ર, વૃજના કન્હાઇ !–આવી૦

શેષ, શારદા, મહેષ, સુર સ્તવન ઉચ્ચારે;
ઇદ્ર–ઇન્દ્ર–ચન્દ્ર–કેન્દ્ર, સહુ રહ્યાં સમાઇ !–આવી૦
વસુદેવ દેવકીસુત ! લાલ યશોદાના !
બાલ ઝૂલે પારણે, બ્રહ્માંડને ઝૂલાવી !–આવી૦
ગોપાલલાલ–ગોપબાલ, સાથ ખેલ ખેલે;
ગાંડી બની ગોપીઓ, ગોવિંદ ગુણ ગાઈ !–આવી૦
દેવતાનાં ભાગ્ય ખોલ્યાં, દૈત્યને સંહારી;
નાથ મ્હારો નાચી રહ્યો, બંસરી કર ધારી !–આવી૦
તાળાં ખોલ્યાં જ્ઞાન તણાં, કુંચીઓ લગાવી;
પાર્થ કાજ પ્રભુજીએ, ગીતા સમજાવી !–આવી૦
ભૂમિભાર કાપવા, અજબ લીલા રચાવી;
આપોઆપ શ્યામ ! જાદવાસ્થળી જમાવી !–આવી૦
રાધારસ રેલછેલ, મેલ–પાપ તાણ્યાં;
દુનિયાને ભક્તિમાર્ગ, ઉજળો બતાવી !–આવી૦
ભક્તિરસ રંગમાં, વસંત આજ આવી;
ઘેલી કરી શ્યામ ! તમે, રંક બની બાવી !–આવી૦

*

## પ્રભુજીને આમંત્રણ.

( વ્હાલા વેગે આવોરે—એ રાગ. )

પ્રભુજી પુરણ કામારે, મ્હારા અંતરના વિસામારે;
શરણે આવ્યાને સ્વામિ તારજો હોજી.
આપ દયાઘન ! સૃષ્ટિના આધાર,
વ્હાલાના વિસામારે, રંકને ન વિસારજો હોજી–પ્રભુજી.

સાખી.

ગ્રાહ ગ્રહે ગજરાજને, ગજ કરતો પોકાર;
તે સમયે પ્રભુ આવીઆ, કરવા રંકની વ્હાર.
તમે દુઃખિયાના સુખદાતારે,
સંકટમાં કરજો શાતારે, ષડ રિપુગણને મારજો હોજી-પ્રભુજી.

સાખી.

મીરાંના મનમાં વસ્યાં, કર્યાં જહરનાં પાન;
અમૃત રૂપ બની રહી, દીધાં જીવનદાન.
અમ વિષય તણાં વિષ હરજોરે,
અભ્યંતરમાં ઉતરજોરે, આ વિનતિ ઉરમાં ધારજો હોજી-પ્રભુજી.

સાખી.

આત્મારામ રમી રહ્યા, હૃદયે કરી પ્રકાશ;
જીવનધન સાધન ગણ્યાં, પૂરો પ્રભુજી આશ.
માયાની જાળ છોડાવીરે,
શ્રીચરણે ચિત્ત જોડાવીરે, શિરપર શ્રીકર ધારજો હોજી-પ્રભુજી.
આપ તણો છે, એકજ અમને આધાર.
આ ભવસાગરનાં મોજાંરે,
જ્યાં ભયનાં વાગે વાજાંરે, એ વિપદ્ વાદળને વારજો હોજી-પ્રભુ.
આપ નહિ આ દીનનો જો કરશો ઉદ્ધાર,
તો ડુબશે તન નૌકારે, ખાતી ઉદધિમાં ઝોકાંરે
ભાગેલી હોડી ના વિસારજો હોજી-પ્રભુજી.

*

## ભક્તિરસના ઉભરા.

કાનડેરો—( આવરદા વ્યર્થ વિતાવી—એ લય. )

મ્હારા નાથ ! ચરણમાં હું આવી !
ભક્તિ સુધારસરેલ હૃદયસરે—
રંગ ભરી ઉભરાવી !—મ્હારા૦

ઘેલી ગણે ઘેલા જગલોકો,—
જનમન–ભાન ભૂલાવી !
ગાંડી દુનિયાં ગાજે ગરજે !
પોકાળ ગાલ બજાવી !—મ્હારા૦

મ્હેં જાણ્યું કે ઘેલી કરી છે,—
ભૂરકીથી ભરમાવી !
આંખ ઉઘાડીને જોયું અંતર !
ત્યાં બેઠા ગાદી જમાવી !—મ્હારા૦

કંઇ નવ સૂઝે ખાવું–પીવું,—
શુદ્ધ–બુદ્ધ બધી વિસરાવી !
નામ રટી રખડું જન–વનમાં—
ગોવિંદ ! ગાન ગજાવી !—મ્હારા૦

વસંતવિરહિણી તલખે શ્રીહરિ !
શ્યામશરણમાં આવી !
આજે કરો કૃતાર્થ દાસીને,
દેવ ! દીદાર દર્શાથી !—મ્હારા૦

*

# પ્રણયનો દિવ્યઝૂલો.

## ( પ્રણયી યુગલનું હૃદય–નૃત્ય. )

( સોરઠ–સોહિનીમિશ્રિત ધુન )

જોને અલિ ! નાથ પ્રેમ–નેનાં નચાવતા !
નેનાં નચાવતા–મનભાવતા–શા આવતા !–ટેક.
મંદ મધુર પાવલિયો પનઘટપર પાડતા,—
પ્રીતમ ઉરકુંજમાં પધારતા.
જોને આલિ !–પ્રાણ પ્રેમ–નેનાં નચાવતા !– જોને

સૃષ્ટિસદન સ્નેહે સુહાવતા !
મનુગોપ–ગોપીઉર રીઝાવતા !
વ્રજરાજ–ઉરવિહારી આજ,—
રસઝૂલે ઝૂલીને ઝૂલાવતા !– જોને૦

લતાકુંજે–ગુંજે એ હૃદયકુંજે—
રસરાજ ! રાસ વિરચીને આજ—
રસરંગે ઝીલીને ઝીલાવતા !– જોને૦

શરત્પૂર્ણિમાની, શશી–નિર્ઝરી નિશામાં–
પ્રેમમધુ નશામાં, ડોલતા દશે દિશામાં–
પ્રણયપીયૂષ પીને–પીવરાવતા !— જોને૦

અનંત જીવ–જન્તુ નિત્ય–નૃત્યમાં નિભાવતા !
સમતાના તાલ સમલોકને ઝીલાવતા !
પગલું નથી ચૂકતા–ન અન્યને ચૂકાવતા !– જોને૦

ત્રિવિધ તીવ્ર તાપ ત્રયલોકના શમાવતા !
ઝીણા રણકાર ઝીણવટથી સ્હમજાવતા !
વાણીમાં વેદમંત્ર મોંઘા સુણાવતા !— જોને૦

સંસૃતિ સમુદાયમાં ! આત્મોદય–ઉપાયમાં !
વસંતના વિહારમાં ! અનંતના પ્રવાહમાં !
ઉંડા–અનેરા–ઉરમર્મો જગાવતા !— જોને૦

કાલિંદીનીર–તીર ગોકુલ ચરાવતા !
ગોલોક–સિદ્ધિયો ગોકુલમાં સુહાવતા !
શ્રીપદરજરેણુથી વ્રજભૂમિકા દીપાવતા !— જોને૦

ઝીણા રવ સારી, વ્રજનારી–ઉર વિદારતા !
બંસી કરધારી કુટિલ કાલીનાગ નાથતા !
ઠમકેથી નાચી, ચૌદલોકને નચાવતા !— જોને૦

અંતરના મર્મો અવ્યક્ત કંઈ ઉકેલતા !
ગૂઢ આત્મનીર–ક્ષીર કૂપને ઉલેચતા !
ઝીલી રસધાર હૃદયસરમાં ઝીલાવતા !— જોને૦

મુરલીરવ મધુવનમાં ! મધુરાં જન–મન–વનમાં !
ત્રીકમજી તનમાં !–મ્હારા મોહનજી મનમાં આજ-
તુર્યાતીત તાન કંઇ વહાવતા !— જોને૦

સીંચી રસ હૃદયસરે, બ્રહ્મરંધ્ર–ધાર ઝરે !
યોગીજન વિહાર કરે, અમૃતને અધર ધરે !
ઝૂકી, પદ વસંતશિરે મૂકી ઝૂકાવતા !— જોને૦

*

## ૧૬૬

## પ્રેમભક્તિની વ્યાકુળતા.

( મદન પડયો ફંદેરે—એ લય. )

મને મ્હાવરી બનાવીરે

મધુર સુંદર મુખડું બતાવી !—મને૦

પ્રેમરસ પ્યાલો, જાદૂ ભરેલો;

પાઈ મ્હારી શુદ્ધિ વિસારીરે—મને૦

કાળજે કટાક્ષની, કટારી ઉતારી;

મારી મને જીવતી જણાવીરે !—મને૦

ભાન ભૂલાવ્યું, મનડું ઝુલાવ્યું

મોહિની એ અજબ કંઇ લગાવીરે !—મને૦

વિશ્વને ડોલાવ્યું, બ્રહ્મને નચાવ્યું

નંદ ઘેર નાથ ! ત્હમે આવીરે !—મને૦

શિવજી ને મીરાં, અમર બન્યાં ધીરાં

ઝેર પ્યાલે પ્રેમ ઘટઘટાવીરે !—મને૦

એવું ઝેર પાજો, અંતરે વિરાજો

રાજો રસરંગમાં ડુબાવીરે !—મને૦

વિતૃષ્ણ મન હવે, શ્રીકૃષ્ણ ! ચરણ ચહે !

પ્રેમ પદ્મ વિષ્ણુમાં મિલાવીરે !—મને૦

*

## અજબ પ્રેમનો પ્યાલો.

( ગઝલ—કવ્વાલી. )

ગગા સૂધી ભરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
હૃદયરંગે રસેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
અમીઝરણું ઝરે જેમાં, રસો મીઠા ઠરે તેમાં;
પ્રભુએ પીરસેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
ભિંજાવ્યો ભાવનાઓમાં, જમાવ્યો કંઇ જમાનામાં;
સુધાધારે ધરેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો !

સાખી.

વિકસ્યાં કમનિય કાળજે, પ્રેમબીજ અંકૂર !
હૃદયયંત્રમાં પીલતાં, પ્રકટ્યો અર્ક કપૂર.
કમળનેત્રે ઝીલેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
કનકક્યારે ખિલેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

સાખી.

શાસ્ત્રશબ્દ ભ્રમણાવડે, ભૂલ્યા કંઇક સુજાણ;
પ્રેમપ્રસાદ પવિત્ર આ, વર્ણું વેદ-પુરાણ.
પ્રભુચરણે ઝરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
શ્રુતિસત્વે સરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

સાખી.

ડોલાવે ઇંદ્રાસનો, ઊછાળે બ્રહ્માંડ;
નયન ઝલક પલકે રચે, નવલા માયાકાંડ !
મહાસિંધુ તરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
અમરતામાં મરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !

### સાખી.

પૂછીને પરતંત્ર જન, પગલાં ભરતા જાય;
સ્વતંત્ર સિંહ કદિ નહીં, પરનું માર્યું ખાય!
દુઃખોને વિસરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો!
શિવે વ્હાલો કરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો!

### સાખી.

કોમળ કમળકળી ખિલી, હસી રસીને મલકાય;
ભ્રમિત ભ્રમર મોહાંધને. મર્મ નહીં સમજાય.
અજબ મસ્તી ભરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો!
હૃદયભાવે રસેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો!

### સાખી.

તું *યોગી હું ÷યોગિની, પ્રેમ કુંજમાં આજ;
અજબ યોગને સાધીએ, સજી સ્વર્ગના સાજ.
વિરહટીંપે ભરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો!
બરફ જેવો ઠરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો!

### સાખી.

ભૂલાવે સંસારને, ભૂલાવે વ્યવહાર!
આપે ભૂલી આપને, થવું આજ એકતાર!
+અધરથી ઉતરેલો આ, પીઓ કોઇ પ્રેમનો પ્યાલો!
જીગરસરથી ઝરેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો!

---

* યોગી=ઇશ્વર ÷ યોગિની=જીવ-ભક્ત--જ્ઞાની + ઓષ્ઠ અથવા આકાશ.

## સુંદરશ્યામને સંદેશો.

( ગઝલ. )

કોઇ કહેજો કન્હૈયાને આવ્યાં કરે !
આવ્યાં કરે–જગ રીઝાવ્યાં કરે ! કોઈ૦

મુખ બતાવ્યાં કરે ! ઉર હસાવ્યાં કરે !–
દિવ્ય મધુર મુખડું, મલકાવી ઉર–મન્દિરે,–
અંતરમાં મૂર્ત્તિ પધરાવ્યાં કરે ! કોઇ૦

નૂપુર–ઝણકારના દિવ્ય ધ્વનિ ઉઠતા,
મધુર પ્રેમગીતા ગજાવ્યાં કરે ! કોઈ૦

સપ્તલોક ભેદતી, સપ્ત–છિદ્રધારિણી,—
વેદવાણી–વીણા સુણાવ્યાં કરે ! કોઇ૦

ખાધું નથી પીધું, કંઈ હરી નથી લીધું,—
ચિત્ત–ચાતકને શાને તલસાવ્યાં કરે ? કોઈ૦

ભેદ નથી રાખ્યો, (કંઇ) અભાવ નથી દાખ્યો,—
(છતાં) દાસીથી શાને રીસાયાં કરે ? કોઈ૦

હૈડેથી હૈડાં, આંખે આંખ સાંધી,
રાતોદિન દિદાર દર્શાવ્યાં કરે ! કોઈ૦

ઝીલી, આલિ ! રસપ્યાલી વ્રજાંગના—
ગોરસમાં ઘેલી બનાવ્યાં કરે ! કોઈ૦

હૃદય–મર્મ વીંધી, ઉર ધર્મ–કર્મ સાંધી;
પ્રેમતંત્ર તાનથી સુહાવ્યાં કરે ! કોઈ૦

આવી આ વસુમતી–યશોમતી–આંગણે,—
પાલણે ઝૂલી, ઝૂલાવ્યાં કરે ! કોઇ૦

વાણી વદી કાલી, પાલવ કરે ઝાલી,—
પરહિતમાં રડી રોવરાવ્યાં કરે ! કોઈ૦

દેશ–દેશ માંહિ દિવ્ય આદેશો રેડતા,—
અખિલ વિશ્વપ્રેમને શિખાવ્યાં કરે ! કોઈ૦

વેદમંત્ર આપી, ઉર ભેદતંત્ર કાપી,—
અભેદ તણાં વાજાં વજડાવ્યાં કરે ! કોઇ૦

રંગે બની રાતા, મદમાતા રસઘેલડા,—
મનુગોપ નાચી નચાવ્યાં કરે ! કોઇ૦

ત્રયતાપહારી, પધારી, ઓ, મુરારિ !—
વિરહ––ઉરવ્યાધિ વિસરાવ્યાં કરે ! કોઇ૦

વિરહ–અશ્રુ લૂછી, કંઇ પ્રેમમંત્ર ગૂંજી,—
પ્રણયપિછી નેનાં હસાવ્યાં કરે ! કોઈ૦

વિશ્વ–વ્રજદેશે, ઉર–વ્રન્દાવન કુંજે—
પ્રેમનાં સિંહાસન બિછાવ્યાં કરે ! કોઈ૦

ગ્રીષ્મ–તાપ હરીને, રસ નસેનસ ભરીને,
વિશ્વમય વસન્તને વધાર્યાં કરે ! કોઇ૦

*

# મનોમંદિરમાં વિશ્વપતિને આમંત્રણ.

[ નાથ કૈસે ગજકો બંધ છુડાયો. ]

મોહન ! હવે મન મંદિરિયે પધારો,
કૃપાનાથ ! કરૂણાનાં કિરણો પ્રસારો.

પલપલ તલસે છે પ્રાણ બિચારા, દર્શન દઈ કંઈ ઠારો;
બહુ યુગ વેઠયો વિયોગ વિઠ્ઠલવર આમ શું છેક વિસારો—મોહન.
અનેક જન્મ ફરી ફરી થાકયો હું, વહીને આ ભવભય ભારો;
હાથે તાળી દઇ હરિ શું નાસો ? નથીરે હવે તજનારો.—મોહન.
શું કહીએ હરિ ! કરણી હમારો ? શું કરીએ ઉપચારો ?
આજ સુધી તો અધર્મ કર્યા બહુ, વિસર્યા વિવેક વિચારો.—મોહન.
ડગલે ને પગલે પાપો કરી કરી, શિર ધરી કર્મનો ભારો;
માયા મંદિરમાં મુંઝાયા નિરંતર, ખોયો વૃથા જન્મારો.—મોહન.
અજ્ઞાન, અંધ, અકર્મી હમે તો, મહિમા ન જાણ્યો તમારો;
હરિ હવે હારીને શરણ સ્વીકાર્યું, ચરણ પ્રતાપે ઉગારો.—મોહન.
વિષમ વિષય વિષ નસ નસ રેલ્યું, નથી રે ઉગરવાનો આરો;
ધર્મ–સુધારસ રેલી હ્રુદયમાં, મોહનું ઝેર ઉતારો.—મોહન.
શૂન્ય બનેલાં આ મન મંદિરમાં, પ્રેમની જ્યોતિ પ્રસારો;
પ્રકટાવી નિજ રૂપનો દીપક, ઉર અંધાર નિવારો.—મોહન.
ઉકળતું ઉર શીતળ કરવા, અમૃત દ્રષ્ટિ પ્રસારો;
અંતરમાં રહો નાથ ! નિરંતર, કિંકરનાં ઉર ઠારો.—મોહન.
દીન અને બળહીન બાલકના, અવગુણ ઉર નવ ધારો;
પ્રબળ કર્યા જે પાપ અમાપ તે, ભુધર ! સર્વ વિસારો.—મોહન.
સમદર્શી છે નામ તમારૂં, સમતા ને સ્નેહ વધારો;
ભયકારક આ ભવસાગરથી, સત્વર પાર ઉતારો.—મોહન.

પારસમણિ પ્રભુપદ ન પિછાણ્યું, હાથથી હીરો હું હાર્યો;
ભજન પૂજન આનંદ ન લીધો, ફરતો ફરૂં માર્યો માર્યો.–મોહન,
શ્રી ગુરૂચરણનું સ્મરણ કરીને, શરણ આ હું છું ઉગારો;
જેવો તેવો તોય દાસ સદાનો, સારો નઠારો તમારો.–મોહન.
શરણાંગતને તારો પ્રભુજી! પાળીને કોલ તમારો;
ભક્તિ ભૂમિમાં વસંત નિરંતર, વિલસે એવું વૃત્ત ધારો.–મોહન.

*

## વિહ્વળ રાધિકાજીના સખીઓ પ્રતિ ઉદ્દગાર !

( ભૈરવી. )

સખી મ્હરૂં મન મોહનમાં મોહ્યું;
સુખકર સુંદર સુરતે સોહ્યું. સખી !
મોહીની મૂર્ત્તિ પ્રિયરસ પૂર્ત્તિ;
સ્ફૂર્ત્તિ પયે ચેતન ધોયું. સખી !
ત્રિભુવન મોહન સુલલિત લોચન;
જીવન ભાન હર્યું. સખી !
અતુલ અનુપ અપ્રતિમ રૂપ નિરખી;
પ્રેમનું પાન કર્યું. સખી !
મનસા વાચા તર્કો કાચા;
રંગે રૂપ મેં એહ ધર્યું. સખી !
રંગ તરંગે ડુબી નિરંતર;
ચૈતન્ય ધ્યાન ધર્યું. સખી !

*

## હારની ઇચ્છામાંજ ઇષ્ટાપત્તિ !

( ભૈરવી. )

મ્હારો નાથ કરે તે સારાંને !
તજ મન ! મ્હારા ત્હારાને,—મ્હારો૦

ત્હારૂં કર્યું કદિ કોટિ ઉપાયે, ઇશકૃપા વિણ લેશ ન થાયે;
ત્હોય ભરે શિદ ભારાને ?—મ્હારો૦

બગડયું સુધરે, સુધર્યું બગડે; બગડે ત્રગડે, તું શીદને—ઝગડે ?
રગડી શરીર બિચારાંને !—મ્હારો૦

ત્યાગે તે આવે છે આગે ! માગે ! તેતો દૂરજ ભાગે !
સ્હમજે નહિ કોઈ એ ધારાને !—મ્હારો૦

સો ફેરા ત્હારી ઘંટીના, મમતાની આંટી—ઘુંટીના,—
નહિ પહોંચે એ નગારાંને !—મ્હારો૦

શૂન્ય વિષે સર્વસ્વ રહ્યું છે ! 'છે' સમજે ત્યાં સર્વ ગયું છે !
સમજ, માર્ગ એ ન્યારાને !—મ્હારો૦

અકળ કાયદો કર્મગતિનો, ફેર ન આવે એક રતિનો !
લાગે છે લાત નઠારાંને !—મ્હારો૦

બગાં સમાં સંબંધી વળગ્યાં ! અંત સમય સહુ થાશે અળગાં !
વળગે શું સુત—વિત્ત—દારાને !—મ્હારો૦

ખોટી મમતા લલુતા છોડી; દોડી—કરજોડી, ચિત્ત ચોડી—
પકડી લે પ્રભુપદ—કયારાને—મ્હારો૦

*

## નવાં પ્રભાતની નવી પ્રતિજ્ઞા !

( રાસ અથવા આરતિ. )

ઓ, વ્હાલાંઓ ! થાળ ભરી મેવાનો ચરણે આવીઓ
ઓ, બાંધવડાં ! ઋષિઓના સેવા–સંદેશા લાવી ઓ !
પ્રભુનાં બાળો ! ઓ, વ્હાલાંઓ !

તમ દ્વાર સમીપ હું આવુંછું,
મ્હારા ગુરૂના મંત્ર સુણાવુંછું;–
ઉભો હું અલખ જગાવુંછું;–
ઓ, વ્હાલાંઓ !

ધરી જન્મ ન કંઈ સાર્થક કીધું;
નથી અંતર–ધન લીધું–દીધું,
કરી નિશ્ચય આજે વ્રત લીધું !
ઓ, વ્હાલાંઓ ?

સુકૃત કરશે વ્રત દીનબંધુ,
ખિલશે ગગને ઉજ્વલ ઇન્દુ;
બાંધવડાં તરશે આ ભવસિંધુ,
ઓ, વ્હાલાંઓ !

છે સાક્ષી સૂર્ય–શશી–મ્હારા;
ખિલશે ફુલડા મધુરાં ન્યારાં !
પ્રભુ બીરદ નહિ વિસરે પ્યારા !
ઓ વ્હાલાંઓ !

છે ભિક્ષા એકજ પ્રેમતણી,
નિરખો કરી દૃગ રસભર નમણી !

ઉર શરશે મ્હારા શ્યામ–ધણી !
ઓ, વ્હાલાંઓ !

*

## ભવવનમાં કાન્ન દર્શન.

( રાસ--ઢીંચના ઢાળમાં. )

અંતર આવ્યા છે શ્રીહરિ ! ભૂલી હું ભવનાં ભાન !
આજ સખિ ! શુદ્ધ બુદ્ધ વિસરી ! માધવ થયા મહેમાન !–અંતર.
ઉપવનમાં વાગી છે વાંસળી ! ઉઠયો છે અનહદ નાદ !
વારિ વારિ વ્હાલમના વ્હાલને ! જીવન કર્યાં કુરબાન !–અંતર.
ઉંધા પાલવડા ઓઢીયા, જોવાને સ્નેહનાં નિશાન !
ભ્રમનાં આભૂષણ ઉતર્યાં ! જાગ્યાં તન્મયતાનાં ગાન !–અંતર.
શરદ પુનમની રાતડી ! ચંદા ને તારાનાં ગાન !
વૃક્ષરાશિ રાગ રંગ રેલતી ! પક્ષિગણ ઝીલે છે તાન !–અંતર.
અવનિને આનંદઆવિયો ! વિસરાવ્યાં ખાન અને પાન !
પ્રેમનાં અંજન આંજીયાં ! ભોજનમાં પીરસ્યાં છે જ્ઞાન !–અંતર.
થાળો ભરી ભાવ પુષ્પના, કેસર કસ્તુરી રસપાન !
વારિ વ્હાલાજીના નામને ! દર્શનનાં દીધાં દાન !–અંતર.
ઘેલાં કર્યાં રૂપ રાજ્યમાં–રાતે ગજાવીને રાન !
ઉછળ્યા ઓઘ આનંદના ! આવ્યા યશોદાના કાન !–અંતર.
ખીલી વસંત ઉદ્યાનમાં–ધરતી કન્હૈયાનાં ધ્યાન !
ભૂલીને સપ્ત બ્રહ્માંડને, ઝૂલી કરે રસપાન !–અંતર.

*

# પ્રભુરસ–મસ્તીનો પ્યાલો !

( રાગ સોરઠ અથવા દેશ- )

પ્યાલો મ્હારો પ્રેમરસનો ભરપૂર ! પીઓજી ઉર ભરી ભરીરે !
બનો પ્રિય ! મતવાલા ચકચૂર ! રહે ચિત્ત ઠરી ઠરીરે !–ટેક.

પીતાં અજમરામર પદ પામ્યા, જુગનાં જગબંધન વામ્યાં;
વિજયસાધનો જામ્યાં ! ગયાં ભવ તરી તરીરે !—પ્યાલો૦

સુરતાશબ્દ–રજ્જુ પકડીને, ષડ્રિપુ સાથે રણમાં લડીને:
ચ્હડી, પડી, ખડી, આખડીને–જ્યોતિ જડી જડી રે !–પ્યાલો૦

શાસ્ત્ર–વચન, સિદ્ધાંત શ્રુતિના, ધ્યાન, ધારણા, ધર્મ, ધૃતિના;
વાણી મંત્ર સુણાવી હરિને વરી વરી રે !—પ્યાલો૦

સદ્ગુરૂ–શબ્દનાં બાણો સાંધી, મુક્તિ–નિશાને દૃષ્ટિ બાંધી;
દાવ ફેંકતા ભાવ ધરીને ફરી ફરી રે !—પ્યાલો૦

લઘુતા છોડી છે આ તનની, મમતા–દોરી તોડી મનની;
માનવ—જન્મની, સહજ સફળતા કરી ખરી રે !—પ્યાલો૦

ભક્તિ–માર્ગ ભલો મન ભાવ્યો, જ્ઞાન–રવિ ઉરમાં વિકસાવ્યો !
ચક્ર ઘુમાવ્યું, વિશ્વધૂરા કર ધરી ધરી રે !—પ્યાલો૦

હર્ષ–તરંગો ઉરમાં ઉછળે, પ્રબળ પૂર્વનાં પાપો પ્રજળે !
ત્રિવિધ તાપનાં ભાન, જાન, જાય સૌ વિસ્મરીરે !—પ્યાલો૦

વસંત સદ્ગુરૂદેવ પ્રતાપે, અક્ષરપદ પામ્યો હું આપે !
સ્વરૂપમાં નિજ લક્ષ–સમાધિ સરી સરીરે !—પ્યાલો૦

*

# રાધિકાનો રોષાનલ !

## પ્રણય કોપનો પ્રતિધ્વનિ.

( અંજની ગીત અથવા ગરબી. )

નાથ કહી કહિયે નહિ બોલાવું,
માધવ ! મંદિરિયે નહિ આવું—નાથ.

ખબર હોત જો પહેલાં આવી,
દૂર રહેત હું પડછાયાથી;
સ્નેહ ધર્યો તે ગુન્હો કર્યો શું ?
આળ ઘટે શીદ આવું ?—નાથ.

પોતાનાંને પરવશ કીધાં,
પરનાંને સુખશાન્તિ દીધાં;
પડી પડી આળોટું ધુળમાં,
ગમે ન પીવું ખાવું—નાથ.

દુખડાં દીઠાં ઘણું દોહ્યલાં,
દુનિયામાં બહુએ નિંદાયાં;
પ્રેમ કરી પૂરાં પસ્તાયાં,
બજ્યું તમારૂં થાવું—નાથ.

રહેવું શીખ્યાં એક ટેકથી,
તમને તો પડી છે અનેકથી;
વર્તી જાણ્યું નહિ વિવેકથી,
ભમતાં ઘરં ઘર જાવું—નાથ.

નાથ છતાંયે અનાથ સરખાં,
તરછોડેલાં અળગાં બેઠાં;
રડી રડી પૂર નયનમાં સૂકયાં,
તમને ગમતું ગાવું-નાથ.

ઘડીએ ઘડીએ નામ પોકારી,
જપ કરવા માળા કર ધારી;
તન-મન-જીવન દીધાં વારી !
ન ગમે પીવું ખાવું !-નાથ.

નાથ છતાં આવાં દુઃખ શાનાં ?
થયા સગા નહિ માત-પિતાના !
પરના ત્યારે શું થવાના ?
એથી અધિક શું કહાવું ?-નાથ.

સ્વપ્નામાં દર્શન દેઈ શાનાં ?
આળ કરોછો કંઈ કંઇ છાનાં !
સતાવવાનાં એ સહુ બ્હાનાં !
હવે ભાવ નહી લાવું !-નાથ.

હતાં અમે સુખીયાં સંસારી !
કરી જીંદગી રંક અકારી !
કારી ઘા મારી ઉર ભારી !
પછી પાછું છુપાવું !-નાથ.

રહ્યું અમારે ઘર ઘર જાવું,
ભીખ ઝોળી લઈ આપ્યું ખાવું !

પ્રેમ કરી મરવું–શરમાવું !
કયાં એ આગ બુઝાવું ?–નાથ.

સ્વામી થઇ શત્રુવટ સાધી !
આત્મજનોને કરી ઉપાધિ !
વજ્ર દોરીએ લીધાં બાંધી !
નગ્ન થઇ શું ન્હાવું ?–નાથ.

નાથ વિના શું નહિ રહેવાશે ?
આપ વિના શું ઓછું થાશે ?
જેમ તેમ જીવન વહી જાશે !
સ્વાર્થીને શીદ સ્હાવું ?–નાથ.

રાત્રિ દિવસ રડી રડી થાકયાં,
માથાનાં પળીયાં પણ પાકયાં !
હવે દ્વાર અંતરનાં ઢાંકયાં !
મુખ પણ નહીં બતાવું !–નાથ.

*

## કૃષ્ણબંસીનું અજબતાન.

( ગઝલ—કવ્વાલી. )

યશોદાનંદના લાલા ! જરા બંસી બજાવીજા !
રસીલા કાન મતવાલા ! પ્રણય –મંત્રો ગજાવીજા !
અહીંને વેદની વીણા, કહીંને મર્મ કંઇ ઝીણા;
સ્વરો આલાપીને તીણા, સૂતી સૃષ્ટિ જગાવીજા !

તૃષાથી કંઠ સૂકાતો, પીડાતો પ્રાણ આ જાતો;
મધુરૂં ગાન કંઈ ગાતો, તૃષા મ્હારી છીપાવીજા !
વિષયનાં ભાન ભૂલાવી, અજબ ઉરઝુલે ઝૂલાવી;
શ્રવણ બ્રહ્માંડ ડોલાવી, ગગનપટને ગજાવીજા !
જીગર દુઃખ દર્દ હરનારા, પરમ સુખશાન્તિ ભરનારા;
જગતને જીતનારા એ, મહા–મંત્રો સુણાવીજા !
અચળ પદ–દુર્ગ ચ્હડનારાં, પ્રબળ રિપુ સાથ લ્હડનારાં;
વિજયની માળ વરનારાં, સબળ શાસ્ત્રો સજાવીજા !
હૃદયની મસ્તીનાં મોજાં, ચ્હડે સિંધુ ત્યજે માઝા !
અલખનાં એ અજબ વાજાં ! હૃદયકુંજે બજાવીજા !
વહાવી મસ્તીલ્હેરોને, ઉછાળી પ્રેમ—છોળોને;
અમારાં ક્ષુબ્ધ હૃદયોને, પ્રણવરસથી ભિંજાવીજા !
બનાવી સૃષ્ટિને ગાંડી, પીટાવી પ્રેમની દાંડી;
નિચોવી સ્વાર્થની હાંડી, અભયરસ પીવરાવીજા !
વિદારી ભેદની છાયા, નિવારી મોહની માયા;
અમર કરી અમ કનક કાયા, વિષયવિષ વીસરાવીજા !
બનાવી પ્રેમના યોગી, કરી દે બ્રહ્મસંયોગી;
રમાડી રાસ રસભોગી ! રસીલા રંગ પૂરીજા !
બની તુજ એકની રાધા, લીધી સહુ અન્યની બાધા;
તજી વ્હાલા ! બધા વાંધા, હૃદય મૂર્તિ ઉતારીજા !
ભુલાવી ભાન દુનિયાનું, જગાવી જ્ઞાન આત્માનું;
મધુર મૂર્તિ બધે ભાળું, મને એવું શિખાવીજા !
સૂતાં ઉઠતાં જતાં ફરતાં, જગતનાં કાર્ય સહુ કરતાં;
રહે મૂર્તિ ખડી ઉરમાં, લગન એવી લગાવીજા !

## પ્રભુમયતા.

દુઃખમાં દાબી, દેવ ! ડરાવો,
તોય તમારૂં તાન ન ચૂકું !
ત્રિવિધ તાપે હામ હરાવો;
તોય તમારૂં ધ્યાન ન મૂકું !

દેહ-કષ્ટથી ભાન ભૂલાવો-
તોય તમારૂં કામ ન ચૂકું;
અંતર દાહે જીવ જલાવો-
તોય પ્રભુ ! તમ નામ ન મૂકું.

સુખમાં-દુઃખમાં, ક્ષય કે-ભયમાં,
પ્રભો ! તમારૂં ધ્યાન ધરૂં છું.
ચ્હડું ગગને કે પડું પાતાળે-
ત્યાં પણ શ્રીહરિ ! સ્મરણ કરૂં છું.

નિર્ભય રહું કે ભય ગ્રહુ ઘેરે,
તો પણ હું તુજને સંભારૂં.
હર્ષ-ખેદની તરંગ લ્હેરે,
તણાઇ તમને કદિ ન વિસારૂં.

વિજય-પરાજય, ઉદય-લયે હું,
પ્રભુજી કેરૂં નામ પુકારૂં;
ઇંદ્રાસન આરોહું ત્યાં પણ,
નાથ ! નિરંજન ! શબ્દ ઉચ્ચારૂં !

કરો કસોટી, ભલે સતાવો,
તોય ? કદી પણ નાથ ! ન મૂકું.

અંતરમાં છે એકજ ઇચ્છા,
  સ્મરણ શ્યામનું કદિ ન ચૂકું.
યાચું છું ભક્તિ હું દિન-નિશ,
  અવસાને પણ ભજન ન ભુલું.
સ્વર્ગ નરક આ લોક અવરમાં,
  જ્યાં જ્યાં રહું ત્યાં ચરણે ઝૂલું !

*

## દ્રઢતા-એજ વિજયની નિશાની.

ભજન.

કહેવત નહીં ખોટી, માથું મૂકે તે માલ ખાશે;
વેઠયા વિણ દુઃખડાં, સુખડાંનું મોઢું ના જોવાશે.

તપમાં વિઘ્નો લાખ નડે, દેવો પણ દુશ્મન થાશે;
ઇચ્છિત વસ્તુ આવી મળશે, દ્રઢતાથી જો તપ સધાશે-કહેવત.

દુઃખમાં દુશ્મન આવી મળશે, વાયુ પણ વિપરીત વ્હાશે;
સત્ય સુકાન નહીં ડગમગશે, શ્રીહરિ સહાયક થાશે-કહેવત.

વાદળાં ઘનઘોર વિના, નહીં મેઘ થકી વરસાશે;
ગર્જન-તર્જન-નૃત્ય વિના, કહો મિજલસ કેમ સુહાશે! -કહેવત.

# એક વાજબી દાવો.

( ગઝલ—કવ્વાલી. )

વિનવીએ તાત ! પાળકને, સ્મરે છે કોણ બીજા ત્યાં ?
મળેલા હક્ક બાળકને, હરે છે કેમ બીજા ત્યાં ?
ભર્યું છે ન્યાયનું અમૃત, પિતાના પ્રેમ કૂપામાં;
તરે જો એક મૃત્યુને, મરે છે કેમ બીજા ત્યાં ?
ઉજાળી છે દિશાઓ, દેવ ! સમદૃષ્ટિ તણા સૂર્યે;
વિષમ દૃષ્ટિ વિદેશોમાં ભરે છે કેમ બીજા ત્યાં ?
પિતાનો પ્રેમ પૂરો એ, અમારો દેવ ! દાવો છે;
છતાં અન્યાયના રસ્તા, ધરે છે કેમ બીજા ત્યાં ?
દવા દીધી દુઃખો હરવા, પ્રજાકલ્યાણને કરવા;
બને સાજા હજારો જો, મરે છે કેમ બીજા ત્યાં ?
સુખી ખોટા દુઃખી સાચા, નથી એ ન્યાયની સીમા !
ડુબે તરનાર દુનિયામાં, તરે છે કેમ બીજા ત્યાં ?
ચણી છે ભીંત ધારાથી, ન પેસે ટાંકણી જ્યાંથી;
નજર સામે અહિં હાથી, સરે છે કેમ બીજા ત્યાં ?
નથી આ ન્યાયની કન્યા, બજારે વેચવા મૂકી !
રહે દાના કુંવારા ને, વરે છે કેમ બીજા ત્યાં ?
વગાડીને વિવિધ વાજાં, કયી હદ પાર મતભેદો;
કર્યાં જ્યાં બંધ દરવાજા, ગરે છે કેમ બીજા ત્યાં ?
અચળ સૂત્રો પ્રજા બાંધી, હૃદયના સ્નેહથી સાંધી;
રહે છે એક સીમામાં, ખરે છે કેમ બીજા ત્યાં ?
પડે દરિયાવમાં બિન્દુ, બને છે છીપમાં મોતી;
ઠરેલાં બુંદ વિષરૂપે, કરે છે કેમ બીજા ત્યાં ?

*

## આત્મવિહાર.

( લાવણી અથવા પદ. )

ભર્યો છું સઘળે હુંનો હું !
ભ્રમિતજન ! બ્હાર શોધો શું ?
વસું નિજ ઉર મંદિરમાં હું !
ભર્યો છું સઘળે હુંનો હું !

સચરાચરમાં વ્યાપી રહું છું,
શીતાતપ, સુખ–દુઃખ સહું છું;
વાયુ લહરી માંહી વહું છું,
સઘળે હુંનો હું !–ભર્યો છું.

રવિના તેજઃ પુંજ પ્રકાશું,
શશિમાં રેડું શીત સુધાંશુ;
ઉષા વિષે રેડું દવ–અશ્રુ,
સઘળે હુંનો હું !–ભર્યો છું.

તરંગ થઇ સાગરમાં નાચું,
શ્યામા થઇ સ્વામીમાં રાચું;
હું સ્વપ્નું, મિથ્યાને સાચું,
સઘળે હુંનો હું !–ભર્યો છું.

પરાગ થઇને પુષ્પે પ્હોડું !
ભ્રમર બની કમળે આળોટું !
પૃથ્વી થઇ ધાવાને હોડું ?
સઘળે હુંનો હું !–ભર્યો છું.

શુદ્ધ અશુદ્ધ, અસ્પષ્ટ, અજીઠો !
કડુ, તીખો, ખાટો કે મીઠો !
શ્વેત–શ્યામ, દીઠો–અણુદીઠો !
સઘળે હુંનો હું !–ભર્યો છું.

સંગ રહિત, સહુ સંગે ઉભો !
ગની, ગદા કે સાહેબ–સૂબો !
વાડી–મેડી, ઝુંપડી ને કૂબો !
સઘળે હુંનો હું !–ભર્યો છું.

નિરાકાર, નિર્ગુણ, નિઃસંગી !
નિરાધાર, નિશ્ચલ, નવરંગી !
જગદાકાર બન્યો બહુ રંગી !
સઘળે હુંનો હું !–ભર્યો છું.

અખંડ રાસ રચી, રસ રેડું !
નવાં ઘડું, જુનાં ઋણ ફેડું !
વિદાય કરીને ફરીથી તેડું !
સઘળે હુંનો હું !–ભર્યો છું.

ઈન્દ્ર ચાપનાં રંગીન વસ્ત્રો,
દિવ્ય વજ્રનાં અજસ્ર અસ્ત્રો;
દૈવાસુર સંગ્રામ જગવતો !
સઘળે હુંનો હું !–ભર્યો છું.

## કાળની વિચિત્ર લીલા.

( ગઝલ—કવ્વાલી. )

ગણંતા વર્ષની માળા, મહાપંડિત પણ ભૂલે !
જગતનો તાત બ્રહ્માએ, સમયને પારણે ઝૂલે !
ગયું જૂનું નવું આવ્યું, નવું જૂનું વળી થાશે !
નવાં-જૂનાં તણી ઘટમાળ, જગને આંગણે હુલે !
ગયેલાંને વિસારી દે, નવાંને તું વધાવી લે;
નવું જુનું; બધું વીતે, ગણી જૂદાં વૃથા ફૂલે !
વહન્તા વર્ષ, મહિના પક્ષ ને સમાહ, દિવસો ત્યાં;
દિવસ ચાહ્યા ઘડીપળમાં, વૃથા મ્હોટાઈ શી તું લે !
વહન્તાં-જીવ-જંતુ-દેવ-દાનવ સૃષ્ટિમાં સઘળાં;
નહીં રોકી શકે કોઈ, જશે પહોળા પથે ખુલ્લે !
ખરે છે ખીલીને પુષ્પો, મરે છે જન્મ લઈ પ્રાણી;
ડુબે છે ઉગતો ભાનુ, સદા કંમાય જે ફૂલે !
મહા બળવાન માન્ધાતા, ગુણીજન ગ્રંથના જ્ઞાતા;
જગત કંપાવનારા તે, રહડે સૌ કાળને ચૂલે.
ગયાં શ્રીરામને સીતા, ગયાં શ્રીકૃષ્ણને રાધા;
ગયા છે ભીષ્મ ને પાંડુ. રહ્યાં નહીં તેમનાં મૂળે !
ગયા દારા-સિકંદરશાહ, રૂસ્તમ પહેલવાં મ્હોટા;
કહે ત્હારૂં ગજું તે શું ? વિના મ્હોટાઈ શું ફૂલે !
ગયા દાતા ને મદમાતા, વિધાતા, તાત કે ભ્રાતા;
લખાતા ચોપડે તે સૌ, કપાતા કાળની શૂળે !
મળી છે સાહ્યબી સઘળી વળી હાથી ઘરે ઝૂલે !
નગારાં મોતનાં વાગ્યાં, નહીં બાકી રહે ધૂળે !

ગયા તે તો સદા માટે, ગયા તંહુની નિશાની શી ?
નિશાની એજ રહી છે કે, ન કોઇને કાળ કદિ ભૂલે !
અમરપટો લખાવીને, નથી એકે અહીં આવ્યો;
અહીં જે આપશે નહિ તે, પછી પરલોકમાં શું લે ?
કરે છે જુલ્મ શા માટે ? ધરે છે પાપ શા માટે ?
નહિ પાપી કદિ ખાટે ! લખી એ કાળજે તું લે !
સુખી આ લોક કે પરલોકમાં થાવા કદિ ચાહે;
સુખી કર અન્યને ભાઈ ! સમય આ શીદને ભૂલે !
વસંતાનંદને છોડી, વૃથા શું દંભમાં ડૂલે ?
જગતમાં બે જ દિન રહેનાર, અરે ! શું માનમાં ફૂલે ?

*

## હમારી તુંજ છે આશા.

( ગઝલ—કવ્વાલી. )

બધામાં તું રહ્યો વ્યાપી, હમારી તુંજ છે આશા !
નિરાશા જ્યાં બધે વ્યાપી, હમારી તુંજ છે આશા !
ઉછળતો આ મહાસિંધુ, ધુઘવતો ઘોર ગર્જનથી;
પછાડા છો રહ્યો મારે, હમારી તુંજ છે આશા !
પ્રભુ છે પ્રેમનો સિંધુ, પ્રભુ છે દીનનો બંધુ;
જગતના પ્રાણને વન્દુ, હમારી તુંજ છે આશા !
તપેલાની શીતલતા તું, મલીન મનની વિમળતા તું;
તને લઈ શાન્ત ઉર થાતું, હમારી તુંજ છે આશા !
દુઃખીનું શાન્તિ સ્થળ છે તું, તૃષિતને છે સુધાજળ તું;
વિરાગીના વિમલ આત્મા ! હમારી તુંજ છે આશા !

# દવા વગરનાં દુખડાં.

( ગઝલે—હક્ષ. )

સહેતાં હજારો આફત, સીનો ગયો ઘવાઈ !
 ગરદન હમારી કિસ્મત, કાપે બની કસાઈ !
સંકષ્ટ સંત સહે છે, ખળને ખુશાલી રહે છે !
 ઉલટું સલીલ વહે છે ! શી સૃષ્ટિની સફાઈ !
પાખંડી ને શીખંડી, ઘુમે ઘણા ઘમંડી;
 ફાવે કુપાત્ર ફંદો, એ ન્યાય શો હવાઈ !
તેજી પડયા છે ખીમા, ગરવો ગુમાવી ગરિમા !
 જેનો અપાર મહિમા, મહીમાં રહ્યો છવાઈ.
વેશ્યા વિલાસ માણે, સતી આંખ અશ્રુ આણે;
 જીવે દુઃખે પરાણે, કલિની કલા છવાઈ !
રાહુ પ્રકાશ વેરે ! રવિને તિમીર ઘેરે !
 ભૂંગળ વિના હનારો, ભજવાય અહિં ભવાઈ !
પરમાર્થ યજ્ઞ-કુંડે, સર્વસ્વ-હોમ દેવા;
 બીડું ઉઠાવનારા, દીઠા ન કોઈ ભાઈ !
ખીમાં કદમ હમારાં, વંટોળીયે ચ્હડયાં છે !
 પોતાની વાત શી જ્યાં, પીડા પડી પરાઈ !
પરની ઉપાધી વેઠી, સુખની ઘડી ન દીઠી !
 દિલ દર્દ-દાહ-દુઃખની, દીઠી નહી દવાઈ !
વિશ્રામ વૃક્ષ આપે, તેનીજ ડાળ કાપે !
 આખર તવાય તાપે, તેની નથી નવાઈ !

*

## નવા સિદ્ધાંતવાદીને સનાતનીનો જવાબ.

( ગઝલ—કવ્વાલી.)

કથો છો શાસ્ત્ર એ શાને ? હમે બહુ બોધ લીધા છે !
અમારા પૂર્વજે અમને, ઘણા ઉપદેશ દીધા છે !
જગતના બોધનારા શું, ગ્રહીશું બોધ બીજાનો ?
અમે પણ શાસ્ત્રના ઉંડા, ઘણાયે શોધ કીધા છે !
ગમે તેવું અમારૂં છો રહ્યું, લેવું નથી પરનું–
હજારોમાં અમારૂં શ્રેષ્ઠ, એ હિસાબ સીધા છે.
સ્વધર્મજ શ્રેયકારી સાફ, શાસ્ત્રો સાખ પૂરે છે;
કરો દિલમાં અદલ ઇન્સાફ ! એમાં કોણ બીધા છે ?
ગુનાહો આંખમાં ઘૂસી, ગુનાહોને બતાવે છે !
તમે વાંકા ભલે કહેતા, અમારા માર્ગ સીધા છે !
નહીં આખર સુધી છોડે, સ્વીકાર્યો માર્ગને સાધુ–
શિખાવો ભીરૂતા તેને, જનો જે દિલથી બીધા છે !
નિધન આવે છતાં ડગશું, નહિ નિજ ધર્મથી ભાઇ !
અમે શ્રીકૃષ્ણના મુખથી, પ્રબળ ઉપદેશ લીધા છે.
પીવાડો ઝેરના પ્યાલા, નથી તલભાર પણ પરવા !
વિધર્મોને ન અડવાના, હમે સૌગંદ લીધા છે !
કરી રાતાં નયન કોપો, ધખાવી આગ સંતાપો !
મરીશું નહિ કદી જેણે, સુધાના જામ પીધા છે !
સનાતન અમૃતે સીંચ્યાં, કદી દીઠા નથી મરતા !
મીરાંએ ઝેરના પ્યાલા, ધરીને પ્રેમ પીધા છે !
તમારૂં કે અમારૂં કોઈનું, ધાર્યું નથી થાતું–
થનારૂં થાય છે તેમાં, તમે શા હાથ દીધા છે ?

# મહાપાપીનો પશ્ચાત્તાપ.

( ગઝલ. )

ભયંકર આ જીવનનૌકા, પ્રભુ ચરણે ઝુકાવું છું;
ઝીલી તોફાનનાં ઝોકાં, હવે પસ્તાઈ આવું છું.
ઉઠયો હું દુષ્ટ અંગારો, ભર્યો મ્હેં પાપનો ભારો;
અકારો જન્મ આ મ્હારો, હવે શરણે સુહાવું છું.
ઘરે ઘર જુલ્મ રેલાવ્યા, પ્રપંચો પૂર્ણ ફેલાવ્યા;
જખમ કારી બહુ માર્યા, હવે માથું નમાવું છું.
ગુન્હાઓ મ્હેં બહુ કીધા, જબુન કામો કરી લીધાં;
હૃદય નિર્દોષનાં વિંધ્યાં, હવે આંસુ વહાવું છું.
ભયંકર પાપની મૂર્તિ, ધરી શયતાનની સ્ફુર્તિ;
કરે સંતાપની પૂર્તિ, જીવન મરણે વહાવું છું;
હસે શયતાન મ્હોં સ્હામે, ધ્રુજે ધરતી કુટીલ નામે;
નરાધમ શાન્તિ કયાં પામે ? જીગરની આગ લાવું છું.
સતાવી પાકદામનને, હર્યું છે મ્હેં શીયળ ધનને;
તપાવે તાપ એ તનને, અગન મનની બુઝાવું છું.
ગરીબના લોહીમાં નાહી, દુરાચારો ઘણા વાહી;
કટારી જુલ્મની સાહી, હવે તમને મનાવું છું.
બનીને પાપમાં પૂરો, કર્યો મ્હેં ધર્મનો ચૂરો;
બન્યો બૂરા થકી બૂરો, હવે કિન્નો સમાવું છું.
ઉથાપી આપની આજ્ઞા, કરી વૃત્તિ દુરિતમગ્ના;
સહું સહુ પાપની શિક્ષા, મરણુ શય્યા બિછાવું છું.

અધમ અપરાધ કરનારો, બન્યો ગુણહીન ગોઝારો;
  કર્યાં નિર્દોષ સંહારો, કુટિલ મ્હોડું બતાવું છું.
ભીષણ આ નર્કની જ્વાળા, જગાવે છે પ્રબળ સોલા;
  ખુંચે છે તનબદન ભાલા, જીગર દુઃખમાં ઝુલાવું છું.
દુઃખી કીધી સતી દારા, વહાવી લોહીની ધારા;
  ક્ષમા એ પાપની પ્યારા, હવે માગું મનાવું છું.
કૃપાધન છો દયાસિંધુ! પ્રભુજી દીનના બંધુ!
  ચરણુ લોટી શરણુ વંદુ, દયા ભિક્ષા હું ચ્હાવું છું.
પ્રભુ છો શાન્તિ સુખદાતા, હૃદય મર્મો તણા જ્ઞાતા;
  તમે સાચા પિતા-માતા, ચરણમાં શિર ઝુકાવું છું.

*

## હુન્નરની હોળી.

( ગઝલ—કવ્વાલી. )

સજી સુરતા તણી દોરી, ખડકતા પાપની હોળી;
  ત્યજીને માર્ગ એ ધોરી, કરો શું જાતની હોળી?
ભરીને જ્ઞાનની ઝોળી, લગાવો મોહની ગોળી;
  સ્વરૂપાનંદને ઘોળી, પકડતા પ્રેમની દોરી!
થયા ત્યાં વંશજો અંધા, ગુમાવ્યા જ્ઞાન-ગુણ-ધંધા;
  ખુએ છે આત્મધન ખંધા, ખડકતા ખાટની હોળી!
વિષયની વાસના વરસી, અનીતિ આદરી નરસી;
  કરી વિવાહની વરસી, અલેતી આફતો વ્હોરી!
ગુમાવ્યાં શ્રેષ્ઠ સાધનને, ડૂબાવ્યાં દ્રવ્ય-તન-મનને;
  સ્વહસ્તે આપ ગરદનને, વીંટાળી કાળની દોરી!

બનીને નામના કીડા, ઉઠાવી પાપની પીડા;
પડયા છે કાળજે ચીરા, અને જાગી ઉઠી હોળી !
વિસાર્યા ધર્મના ધારા, પ્રજાળ્યા કર્મના ક્યારા;
રીસાયા શ્રી પ્રભુ પ્યારા, ઉઠી છે આંગણે હોળી !
ત્યજીને દૂધના લોટા, ઉપાડયા પાપ પરપોટા;
ખરાને માનતા ખોટા, ધરે છે ધારણા ખોટી.
તણાતા મોહ સાગરમાં, ઉછળતાં આગમોજાં જ્યાં;
ફસ્યા ઉંડા ખરાબામાં, ન સૂઝે જ્યાં ભૂમિ કોરી !
સહીને દુઃખના ભારા, કિનારાથી થયા ન્યારા;
બચાવે કોણ કહી 'મ્હારા,' બિચારા અંધને દોરી.
જવું છે આજ કે કાલે, નહિ ત્યાં કોઇનું ચાલે;
કપાતે કાળને ભાલે, ઝલાશે રાતની ચોરી.
વિષયનાં બંધનો તોડી, સજો વિજ્ઞાનની ઘોડી;
પ્રણવમાં ચિત્તને ચ્હોડી, કરી લ્યો પ્રેમની હોળી.
ગુલાબી જ્ઞાન રંગઢોળી, વિવિધ વિદ્યા સલીલ જોડી;
પ્રણય પીચકારીઓ છોડી, રમો વિજ્ઞાનની હોળી.
દિવસ છે તેજ હુન્નરનાં, વિજય છે આજ નરવીરના;
જગાવો રંગ ઉદ્યમના, વિદેશોથી વિનય વ્હોરી.
ધરી સત્કર્મ કેસુડાં, ભરી સત્પાત્ર ઉર રૂડાં;
ઉઠાવો રંગનાં કુંડાં, કરો સહુ સ્નેહ શિરજોરી !
ભરીને રાષ્ટ્ર સાધનનાં, મૂકી અંગાર ચેતનના;
નવા આ મંત્ર જીવનના, રમી લો બ્રહ્મની હોળી !

*

# વરિષ્ટ કોર્ટને અપિલ.

(ગઝલ—કવ્વાલી.)

જીવન છે આપના કરમાં, દયા કંઇ દિલ ધરો દેવા !
મરે છે રંક કિંકર આ, મયા કંઇ પાથરો દેવા !
વર્યો કાંટા ભરી વાટે, રઝળતો હાટ ને ઘાટે;
ઠગાયો બ્હારને ઠાઠે, હવે ઉર ઉતરો દેવા !
બનીને પાપના કીઠા, કરી બહુ કર્મમાં ક્રીડા !
સહી છે પાપની પીડા, હવે વ્યાધિ હરો દેવા !
વિના મોતે મરાયો છું, છતાં ના લેશ ફાવ્યો હું !
શરણમાં નાશી આવ્યો છું, હૃદયમાં સંચરો દેવા !
હૃદયહીણા સ્વજન દીઠા, સદા નિજ સ્વાર્થમાં મીઠા;
ભૂંસી એ ધુળના લીટા, ત્હમારો તો કરો દેવા !
નગારાં મોતનાં ગાજે, કુટીલ મન તોય ના લાજે !
પ્રભુપથ મૂર્ખને આજે, બતાવોને ખરો દેવા !
ઘડીની જીંદગી માટે, કર્યા તોફાન શિર સાટે !
કુટિલતા કાપવા માટે, સજો કાતિલ છરો દેવા !
ગભીરા ઘા સહી વીરા ! પડયા છે કાળજે ચીરા !
પ્રબળ એ પ્રેમની પીડા, હવે મારી હરો દેવા !
જગતના મોહને હરીને, દિવાનો આપનો કરીને;
ચરણમાં રંક શિર ધરીને, હવે અભયો ભરો દેવા !
સ્વીકારી દીનની અરજી, પધારો અંતરે હરજી !
હવે માગું રડી–ગરજી–ગરીબને સંઘરો દેવા !

*

## દિવ્ય મંદિરમાં આત્મસ્વરૂપ દર્શન.

( ભજન. )

રે મનવા ! અમને તું શીદને સતાવે ?
રે મુરખ ! ભવ-ભયથી શું બહેકાવે ? રે મનવા !

અડસઠ તીર્થો ને ધામ ચતુષ્ટય, નાહક શું ભટકાવે ?
આત્મસ્વરૂપ વિના નથી મુક્તિ, એ વેદ ઢંઢેરા પીટાવે ! રે૦
કાશી, મથુરાં કે સપ્તપુરીમાં, મુક્તિ કહે કોણે દીઠી ?
ગુરૂ ચરણે શિર મૂકીદે મુરખા, તોમનગમતી મળશેમીઠી ! રે૦

વિષ, વિષયો ને વિલાસનો સાથી તું, શાને વૃથા લલચાવે?
સદ્દગુરૂકરૂણા પ્રતાપે પિછાણું, તું દુઃખની એ રાહ બતાવે ! રે૦
રત્નોની ખાણ ભરી નિજ ઘરમાં, શું પાદરમાં ભટકાવે ?
નિજ નાભી માંહી કસ્તુરી ભરી છે, તુંમૃગને પત્થર શું સુંઘાડે ? રે૦

નિરખ્યું સ્વરૂપ, ટળ્યો ભવકૂપ હું, ભૂપનો ભૂપ છું હાવે !
મોહ માયા નારી પૂરી ઠગારી, કારી તેની નહિ ફાવે ! રે
ધૂળ ફકાવા કે વશ કરવાને તું, યુક્તિ અનેક લડાવે !
મુક્તિની ચાવી શ્રીનાથે બતાવી ત્યાં, તારો નહિ દાવ ફાવે ! રે

અજ્ઞાની, દીન કે પામર નરને તું, મન ફાવે તેમ ફસાવે !
નાથ કૃપાનું સુકાન ધરી, ભર દરિયે ઝોકાવે ! રે
સદ્દગુરૂ દેવ સુકાની સુઘડ છે, ત્યાં વાયુની કારી શું ફાવે ?
ચક્ર ઘુમાવે કે જોર બતાવે, વસંતને ઝોકો નહિ આવે ! રે

*

## કુદરતની ભેદી લીલા.

ભૈરવી—કોઈ રબકી મરજી ક્યા જાને ?–એ લય.

ઓ દીનબંધો, દીનવત્સલ તું,
અહિં કંઇ કંઇ ઠાઠ જમાવે છે!
મુકુન્દ ! મદારી–માધવ તું
અહિં શા શા રંગ બતાવે છે ? !
જીવ વાનર–સેના સૃષ્ટિમાં,
થઈ કેદી ત્હારી શક્તિમાં !
જડી માયાની અનુરક્તિમાં,
પડી વિષમ વિષય વિષ ભક્તિમાં !
કંઇ દાવપેચની યુક્તિમાં,
કંઇ ઉંધી સીધી ઉક્તિમાં;
કોઇ લીન બનીને ભક્તિમાં,
મન ધરતા અવિચળ મુક્તિમાં,–
દોરી ખેંચીને માયાની,
તું સહુને નાચ નચાવે છે ! મુકુંદ !

દુનિયાંના ભવ્ય બગિચામાં,
ઉગ્યાં વૃક્ષો ઉંચાં–નીચાં;
કોઈ કટુ કોચાં કોઈ અતિ મીઠાં,
રસભીનાં અમૃત ફળ દીઠાં !
કોઇ પુષ્પ વગરનાં ફલ લીણાં,
કોઇ રૂપ, રંગ, સૌગંધ વિના;
કોઇ વીંઝે પર્ણની વન–વીણા,

એ ઠાઠ બધાય અનાદિના
કોઇ ઉંચે છેક ચ્હડાવે છે!
કોઇને નીચે કરમાવે છે!! મુકુંદ!

ખૂબી ત્હારી કુદરત વાડી!
ઓ માળી! વિઠ્ઠલ વનમાળી!
કહિં ખિલી રહી છે ફુલવાડી,
કહિં ઉગ્યાં તાડ, તરૂ, તાડી!
કંઇ જામી ઘન ગાઢી ઝાડી!
કંઇ ગાઢાં વન દીધાં બાળી!
નચવે સહુને દઇ કરતાળી!
સહુની છે તુજ હાથે નાડી!
પળમાં કંઇને કરમાવીને,
કરથી બીજાં વિકસાવે છે! મુકુંદ!

કંઇ ગુલાબ, ચંપો, મરવો, કંઇ
જુઇ, જાઈ, કરેણુ, ચમેલી છે!
ગુલછડીની રંગીન બેલડીઓ,
નવ પુષ્પકલી વિકસેલી છે!
કોઈ ગંધહીન રંગીલાં છે!
કોઈ સાદાં સુરભિ ભરેલાં છે!
કોઇ સુક્કાં છે! કોઇ લીલાં છે!
કોઈ ગાંડાં, મસ્ત, મરેલાં છે!
કહિં કળિયો કાચી તોડે છે!
કહિં સુંદર પુષ્પ ખિલાવે છે! મુકુંદ!

મનડું ખેંચે જ્યાં માયામાં !
તનડું તરફડતું છાયામાં !
સ્ત્રી, સુત, વિત્ત, જનની જાયામાં,
નિજ સમજી સર્વે પરાયામાં–
તન–મન–બુદ્ધિની ત્રિપુટીમાં,
આ ખેંચતાણુ જામી રહી જ્યાં !
બુદ્ધિ–અબળા તુજ છાયામાં,
રહેવા બહુ બહુ સમજાવે ત્યાં
એ દીન બિચારી અબળાને,
તવ માયા નિત ભરમાવે છે ? મુકુંદ !

ઘડીમાં મનડું ચ્હડતું ઘોડે !
માયા મેદાને બહુ દોડે !
જર–જુવતીમાં જીગરો જોડે,
પડતાં આખડતાં મ્હોં ફોડે !
રઝળે–રવડે પછી પગ ખોડે !
ક્યાં છાતી ક્યાં માથાં ફોડે !
ચોરી કરતું દહાડે ધોળે,
બહુ પાપવૃક્ષનાં ફળ તોડે !
એ મોહ મમતની રમત ગમતમાં
શાને મન લલચાવે છે ! ? મુકુંદ !

કોઇ છેલા મેલા ઘેલા છે !
કોઇ ફક્કડ ફંદ ભરેલા છે !
કોઇ મમતા માંહિ મરેલા છે !

આપ્યાં વચનો વિસરેલા છે !
કોઇ વાંઢા કોઇ વરેલા છે !
કોઇ બળતા કોઈ ઠરેલા છે !
સહુ એક માટીના થેલા છે,
જલ કણ તુજ ઝરણે ઝરેલા છે !
ઘટઘટમાં ઘાટ ઘડયા એકે,
તે કેમ જુદા દર્શાવે છે ? મુકુંદ !

લીલા જોતા તુજ કુદરતની,
ખોલી મુજ આંખો અંતરની !
વારિ ! વારિ ! બલિહારી છે !
બાજીગર ! આ તુજ મંતરની !
કારી સુરનર કે મુનિવરની,
ચાલે નહિ કોઈ કારિગરની !
પ્રિય નટખટ નટવર નાગરની,
શી ખુબી વર્ણું ધરણીધરની ?
આ રંક 'વસંત' ઉભો દ્વારે,
તુજ સૃષ્ટિચક્ર તપાસે છે !
આંટી–ઘુંટીમાં અકળાતો,
શ્રીચરણે શિષ નમાવે છે ! મુકુંદ !

# દુઃખનો અપ્રતિહત પડઘો !

## ( એક અભાગિયાની આત્મકથા ! )

( લાવણીની લય. )

દરિદ્રતાનાં દુઃખથી નિશદીન દિલમાં ડુમો ચ્હડી રહેતો,
જેમ તેમ મન મારીને હું, અસહ્ય સંકટ સહી લેતો;
સારાં વસ્ત્રો પહેરવાની, ઈચ્છા થાય બહુ મનમાં,
વસ્ત્રોની પ્રાપ્તિ આ જગમાં, વસી રહી કંચન-ધનમાં.
ધન ના દીધું હરિએ ત્યારે, તન અમને શાને દીધું ?
તુચ્છ જીવન અમ દરિદ્રજનનું શા માટે ના હરી લીધું ?
અસંતોષના અંતરાગ્નિથી, ઉર મ્હારૂં નિશદિન પ્રજળે;
મનોરથ મનમાંજ રહે, જેમ તરંગસાગર અંક ઢળે !

* * * *

જયન્તીના એક મંગલદિવસે મંદિર દર્શન કરવાને-
જતો હતો હું સંધ્યા સમયે, પાપ-દુઃખ પરહરવાને;
ચરણ ઢાંકવા જોડા ન મળે, ચિત્તમાં ચિંતા વધી પડી !
હૃદય પ્રજળતાં સૂની આંખો, આંસુ સારે રડી રડી.
ધીરે ધીરે પગલાં ભરતો, પગ છુપાવતો જતો હતો,
દુઃખવ્યાકુળ ચીરાતાં ચિત્તમાં ખેદ ઘણોયે થતો હતો;
દેવમંદિરે અલ્પકાળમાં, આવી પહોંચ્યો જે ઘડીયે,-
દીઠો એક અપંગ બાપડો, ડગલાં ભરતો ઘુંટણીયે !
એ દુઃખીયા દુર્બળને દેખી, અંતર મ્હારૂં ગળી ગયું ;
કલ્પિત ચિંતા સરી ગઇ ઉરની, 'જોડા'નું દુઃખ ટળી ગયું !
પગ દીધા છે પ્રભુએ મુજને, એ ઉપકાર ધરી ઉરમાં,-

વખાણુતો શ્રીહરિની કરૂણા, આવ્યો હું પાછો પુરમાં.
પરના અભાવ અંતર ધરીને, નિરખીને દુઃખ દીનજનનાં,–
પ્રાપ્તસ્થિતિ સંતોષે સેવી, સ્વસ્થ બની જા હે મનવા !
દુઃખપૂર્ણ આ જગને જોતાં, કલ્પિત દુઃખ ક્યાં ટકી શકે ?
અનંત દુઃખ આ અવનિતલમાં, રંક હૃદય શું લખી શકે?

* * * *

ઘોર ભયંકર વનમાં એક દિન જઇ પહોંચ્યો હું અણધાર્યો;
અંધારી રાત્રે આથડતો, ફરૂં ભયથી માર્યો–માર્યો !
આંખે માર્ગ નથી દેખાતો, કંકર–કંટક–કષ્ટ ઘણાં;
'હાયઓય!' કરતો હું હિંડું, ચિંતા કષ્ટ વધ્યાં બમણાં !
શીત–સપાટે શરીર કંપે, અંતર કંપે છે ભયથી !
ચાલી ચાલીને ચરણ ધ્રૂજે, મન ધ્રૂજે વન–પશુનાભયથી !
શરીરના રક્ષણને માટે, જરૂર પૂરતાં વસ્ત્ર નથી !
પ્રાણતણા રક્ષણને માટે, કંઈ પણ સાથે શસ્ત્ર નથી !
જીવ જવાનો સમય જણાતાં, આત્મા ઠંડોગાર થયો !
ઉષ્ણ–અશ્રુનો પ્રવાહ વહેતો, ઉંડા નિસાસા નાખી રહ્યો !
ઘન કાનનમાં રૂદન કરી, પોકારી શ્રીપરમેશ્વરને,–
પથ ભૂલેલો પથિક બિચારો, કરગરી કહું કરૂણેશ્વરને,–
" દયા ધરી હરિ ! વ્હાર કરીને, ઉગારજો આ દીન જનને;
નિરાધાર છું, નાથ નિરંજન ! બચાવજો શરણાંગતને ! "

* * * *

ઉક્ત વચન ઉચ્ચારી, ભૂમિ પર બેઠો નિઃશ્વાસ ભરી;
નિરાશ હૃદય રડી તરફડીને, સ્મરવા લાગ્યું શ્યામહરિ !
પડઘા પેરે જંગલમાંથી પ્રશાન્ત સ્વરે શ્રવણે પડતો,–

ઘનગર્જન શો વિહ્‌વલ, ગંભીર! કરૂણારસથી આર્દ્ર હતો.

*　　*　　*　　*

" ભલા મુસાફર ! શાન્ત થઈને, સાંભળ તું શબ્દો મ્હારા;
એક વાર નિરખી સ્થિતિ મ્હારી, ઉઘાડ કંઇ નેત્રો ત્હારાં !
દુનિયાંના દર્પણુમાં દેખી, નિજ ને પરની મુખમુદ્રા
કરો કલ્પના સુખને દુઃખની, કરો સ્પૃહા, ભય કે ચિંતા.
કોણુ સુખી ને કોણુ દુઃખી છે? કોણુ રાય ને કોણુ ફકીર?
હૃદય તપાસી જન–સમૂહના અંતરમાં કંઈ ધરજો ધીર.
ટ્હાડ તણી પીડા છે ત્હમને, વસ્ત્ર પૂરતાં પાસ નથી;
અંધારી રાત્રિ, ઘન વન છે, (પણ) બીજો તો કંઈ ત્રાસ નથી !
દુઃખ હશે, પણુ મ્હારાં દુઃખની, સાથે કંઇ તુલના કરજો;
સ્થિતિ ઉભયની ધરી ત્રાજવે, તોળીને મન સ્વસ્થ થજો.
ત્હમે ઉભા છો ધરતી ઉપર, માર્ગ શોધવા સાધન છે;
આંખ, કાન, કર, ચરણુ, હૃદયથી ધાર્યું કરનારૂં તન છે.
મન–તન–સાધન બંધન જડિયાં, દશા વિલોકો ! કંઇ મ્હારી:
કૂવે પડયો પોકારૂં વનમાં, રાત્રિ છે અતિ અંધારી !
બે હાથ આ દીવાલ ઝાલી, જેમ તેમ શિર બ્હાર ધરી
ગળા સુધી જળમાં ડુબ્યો છું, અવર નથી આધાર જરી.
ખરબચડી છે દિવાલ જુની, ખરે કાંકરી ને ચૂનો !
ટ્હાડે ધ્રૂજે શરીર ભીનું, ઠરતો ઉભો ઉરસૂનો !
જીવજંતુના ડંખો સહું છું, મૃત્યુ–ભય ભમતો માથે;
નિર્જન વનમાં પ્રભુને વિનવું, નથી કોઈ સહાયક સાથે.
કૃતજ્ઞતાથી ધન્યવાદ, ઈશ્વરને આપો અંતરથી;
કૃપા અપાર ત્હમારા પર છે, દૂર રહ્યા મૃત્યુ–ડરથી !

નથી પડ્યા આ ભૂત–કુવામાં ! ઠંડા જળમાં નથી લટક્યા;
નિરાધાર તરફડતા હાથે, હજી નથી તળીએ લથડ્યા !
દીન–દુઃખીની દીનદશાના, લેખ લલાટે નથી લખ્યા !
છતાં બીજાનાં દુઃખ દેખી શું, શાન્તિ ધરતાં નથી શીખ્યા ?"

*  *  *  *

નિરખી એ દુઃખિયાની હાલત– ધીરધરી મન સબળ થયું;
નયનો ઉઘડયાં, નમ્યાં દેવને, દુઃખનું સ્વપ્નું દૂર ગયું !
સહાય કરીને કુવે પડેલા, જનને ખેંચી લીધો બહાર;
હૃદયે ચાંપી–મળી–ભેટીને, રડી મેળવી અશ્રુધાર.
એક બીજાનાં આશ્વાસનથી, આંખો લૂછી સ્વચ્છ કરી–
કર ધરીને, બેલડીએ વળગી, આગળ લીધો માર્ગ ફરી.
પ્રયાસથી અમ પ્રવાસ પૂરો, કાળાન્તરે થયો જ્યારે;
આવીને નિજ ગૃહે પ્રેમથી, પ્રભુ પૂજન કીધું ત્યારે.
અનેક ભય ટાળી ઘનવનમાં, રંકતણી રક્ષાકર્ત્તા !
જયજય શ્રીહરિ! કરૂણાસિંધુ! જયશ્રીહરિભવભયહર્ત્તા!
સંતમહંત પ્રતાપ હરે, ત્રયતાપ વસંત વિહાર કરે;
સમતાથી સંતોષ સેવતાં, શ્રીહરિ સઘળાં કષ્ટ હરે.

*

## મુધારક બુલબુલને સનાતની વસંતનો ચાબુક !

(ગઝલ—કવ્વાલી.)

જન્મિયું પક્ષિકુલમાં તું, ઋતુની વાત જાણે શું ?
બતાવું ધર્મ–મર્મો ત્યાં, વૃથા તું વાદ તાણે શું ?

કહે શ્રીકૃષ્ણ ગીતામાં, " કુસુમાકર ૠતુમાં છું; "
શ્રદ્ધી લે કૃષ્ણનાં કથનો, તું મિથ્યા માન માણે શું ?
ન જાણે ભેદ કાવ્યોના, ન માત્રા છંદની ગણના !
ગમે તેવા કરે બકવા, વિના જાણ્યે પરાણે શું ?
દશા કે દેશહીણો તું, વિહિત વિદ્યા વિહોણો તું ;
ભલે નાચે, કૂદે, બોલે, ઉડે, ઇચ્છા પ્રમાણે શું ?
રહુડે છે કેમ દંગલમાં ? ઉડી જા બાગ ! જંગલમાં !
વિહારી વનપ્રદેશોનો, પ્રસાદોને પક્ષાણે શું ?
વસંતે કંઠ દીધો છે, વસંતે સૂર પૂર્યો છે;
વસંતે તું કરે લીલા, છતાં પરને વખાણે શું ?
ખરૂં જો રૂપ તું જોશે, હૃદયની ભ્રાન્તિને ખોશે;
પછી પસ્તાઇને રોશે, પછાડે રત્ન ન્હાણે શું ?
પડે પીઠે સુધારાની, બડી સોટી સનાતનની !
ઉઠાવે બૂમ તે શાની ? ન ગમતી એક લ્હાણે શું ?
સુધારાને નમાવીને, વહે ધારા સનાતનની;
ઉઘાડી આંખ નિરખી લે ! જુએ છે નેત્ર કાણે શું ?
વલોવે શું વૃથા પાણી ? દિસે બુદ્ધિ બની કાણી !
તજીને વેદની વાણી, રહડયો આજે કુરાને શું ?
ચહે જો સત્યના શોધો, અને સચ્છાસ્ત્રના બોધો;
ત્યજી દે વજ્ર-અવરોધો, પડયું છે લોહખાણે શું ?
થતાં વસંતનાં પગલાં, ઘણાં બુલબુલ ઉડી આવે !
રીસાયું એક શી પરવા ? ઉરે અભિમાન આણે શું ?

*

## તમારો સ્નેહ સાચો છે.

( ગઝલ. )

પરમ આધાર છો પ્યારા ! ત્હમારો સ્નેહ સાચો છે !
 ન થાઓ નાથજી ન્યારા ! ત્હમારો સ્નેહ સાચો છે !

જગત્ સઘળું થયું ન્યારૂં, નથી અહીં કોઈ પણ મ્હારૂં;
 પ્રભો ! તુજ ધ્યાન ઉર ધારૂં, ત્હમારો સ્નેહ સાચો છે !
ત્હમે આધાર આશાના, તિમિર હરજો નિરાશાનાં;
 દુઃખો દળતા દુરાશાનાં, ત્હમારો સ્નેહ સાચો છે !

નિરાશ્રય, દીન, નિર્ધનના, સગા સાચા દુઃખીજનના;
 પ્રદાતા સૌખ્ય-સાધનના, ત્હમારો સ્નેહ સાચો છે.
નથી ઘરબાર કે નારી, રહી છે એક લાચારી;
 હિલે દૃઢ ધારણા ધારી, ત્હમારો સ્નેહ સાચો છે.

ગણી છે ભક્તિને પ્યારી, ગયો જગ મોહથી હારી;
 લીધા બહુ રંકને તારી, ત્હમારો સ્નેહ સાચો છે.
પડયા જે સર્વથી હેઠા, પ્રભો ! તમ દ્વારમાં પેઠા;
 સુખે હરિમંદિરે બેઠા ! ત્હમારો સ્નેહ સાચો છે !

પ્રભુજી ! પ્રાણથી પ્યારા ! નયનથી ના કરૂં ન્યારા !
 અચળ સુખ સ્નેહ ભરનારા ! ત્હમારો સ્નેહ સાચો છે.
ત્હમે વ્હાલા ! પિતા-માતા, સખા- સ્નેહી ત્હમે ભ્રાતા !
 વિધાતા ! છો જીવનદાતા ! ત્હમારો સ્નેહ સાચો છે.

*

## અભેદાનંદના તરંગો !

( ગઝલ—કવ્વાલી. )

અમે આનંદના કીડા ! અખંડાનંદમાં રહીએ !
  હરીને પારકી પીડા, સદા આનંદમાં વહીએ !
ઉછાળી પ્રેમની છોળો, લગાવી જ્ઞાનનો ગોળો ;
  ઝુલાવી હર્ષહિંદોળો, અનંતાનંદમાં રહીએ !
સપાટા સત્યના સહેતા, સમીર સંતોષના વહેતા;
  પ્રભુના રાજ્યમાં રહેતા, વિશુદ્ધાનંદમાં વહીએ !
પુરાણો, શાસ્ત્ર કે તંત્રો, વિવિધ વેદાંતના મંત્રો;
  શીખાવી ઐકયનાં સૂત્રો, અભેદાનંદમાં રહીએ !
સકળ પ્રાણી તણા વીરા, અમે પ્રેમી સુશીલ ધીરા;
  કરી દુઃખ દર્દના ચીરા, ચિદાત્માનંદમાં વહીએ !
નિવાર્યો દ્વેષ–કલેશોને, વિસાર્યાં વેર–ઝેરોને;
  વહાવી પ્રેમ હકેરોને, અમિતાનંદમાં રહીએ !
નથી કંઈ ભેદ ચેતનમાં, ન અસ્થિ, રક્ત કે તનમાં;
  ભૂલીને ભેદ જન–વનમાં, અશેષાનંદમાં વહીએ !
મિલાવ્યા સર્વથી હાથો, ભીડી બ્રહ્માંડથી બાથો;
  સુધારી સાથ–સંગાથો, સ્વરૂપાનંદમાં રહીએ !
ફૂલો બહુ વિશ્વવાડીનાં, ઉગ્યાં જન દેશ–ડાળીમાં !
  ઉછેર્યાં એક માળીનાં, અદ્વૈતાનંદમાં વહીએ !
રહી હર હાલમાં એકદિલ, ખુશી કીધી હમે હાંસિલ !
  હમારી મસ્તની મહેફિલ, ભરી આનંદમાં રહીએ !
ખિલ્યાં રવિ ઐકયનાં કિરણો! વહે આનંદનાં ઝરણો !
  પૂજી પ્રભુનાં પુનિત ચરણો, વસંતાનંદમાં વહીએ !

## ભૂલા પડેલા મુસાફરને.

( ધીરાની કાફી. )

ઓ મુસાફર ! ઘેલારે, સીધો રસ્તો ત્યાગ મા;
અરે મૂર્ખ ! મન મેલારે, અવળી વાટે લાગ મા.
માયાની અંધારી બાંધી, બન્યો આંધળો બેલ;
ચોરાશીની ઘાણી ફેરી, ત્યાં નીકળ્યું તારૂં તેલ.
તોય નથી થાકયોરે, મધ્ય દરિયાને તાગમાં—ઓ૦
કાળ કોળિયો થાય મોહથી, ભ્રમર કુમાર પૂરાય;
દીપક તેજ વિષે મોહીને, પતંગ ભસ્મ થઇ જાય.
આ દુનિયાંની હોળીરે, ઉછળીને પડ મા આગમાં—ઓ૦
પુણ્ય પૂર્વનાં પ્રબળ હતાં, તે પામ્યો માનવ દેહ;
મોહ કરોળિયો જાળ પાથરી, દેશે તુજને છેહ.
એ વેર તારાં જૂનાંરે, આવ્યો છે આજે લાગમાં—ઓ૦
નામ તેહનો નાશ છે, સહુને શિર અવસાન;
જણે, જુએ, રૂવે નિરંતર, તોય ન ભજે ભગવાન્ !
મીઠાશ તે શી લાગેરે, ભજનથી અધિકી ફાગમાં ?—ઓ૦
ભગવદ્ ભજન ત્યજી મનગમતાં, શું કર વિષય વિશેષ;
અત્તર, તેલ ફુલેલ ત્યજીને, શી ચોપડવી મેંશ ?
તજીને મોક્ષના મેવારે, લીંબોળી ખાવા લાગ મા—ઓ૦
મોહ માયા છે જગની રાણી, તેને તારી જાણ;
પાપ પ્રપંચે કરે કમાણી, કરી ખેંચ ને તાણ.
ચોરી તું કર મા ચોટ્ટારે, કુદરતના આ બાગમાં—ઓ૦
પાન કરી ભક્તિ રસાયન, અમર બની જા વીર;

અવર નથી રસ એ સમ ઉત્તમ, વિચાર કર ધરી ધીર.
વિષયવિષ ચૂસીરે, હાથેથી મૃત્યુ માગ મા—એ૦
હીરા જડિત સુવર્ણ દાબડી, ભર શું તેમા થોર ?
અમૂલ્ય હીરો માનવ જીવન, ગુમાવે શું ઢોર ?
વસંત તને વારેરે, હંસા જા મા કાગમાં—એ૦

*

## દીન હૃદયની યાચના.

( ઝિલાવરે—સહિયર દુઃખ શું દાખવું ?—એ લય. )

પાય પડી પ્રભો ! વિનવું, વ્હાર કરજો આ વાર;
ચરણશરણ ચાહું શ્રીહરિ ! નોધારાના આધાર !—પાય.
આપ દયાઘન દેવ છો, દીનબંધુ દાતાર;
શરણાંગતવત્સલ હરિ ! મારા હૈયાના હાર !—પાય.

અપાત્રતા.

સેવા પૂજા મેં સાધી નથી, નથી ભક્તિનો ભાવ;
અંધ અબૂઝ, અજાણ હું, મ્હારો કરજો બચાવ—પાય.
કામી, કુકર્મી, કુટિલ અતિ, કર્યાં પાપો અપાર;
આપ કૃપાને ઓ બાપજી ! નથી યોગ્ય લગાર—પાય.

અનીતિ, અસત્ય, અધર્મના, ભર્યાં કર્મ–ભંડાર;
વ્યર્થ ગુમાવી આ જીંદગી, શોધ્યો નહિ કંઈ સાર !—પાય.
જેવો તેવો તોય તાતજી ! રંક બાળ આ વાર,–
શરણે આવ્યો ત્હેને તારજો, કરી શિશુનો સ્વીકાર—પાય.

## અંતર સ્થિતિ અને યાચના.

નિર્બળ હોડી આ માહરી જગ ભવસિંધુ અપાર;
'આ ડુબી આ ડુબશે!' એવા ઉઠતા પોકાર!—પાય.
ફૂંકે તોફાની વાવડો, પાણી કરતું ઝંકાર!
લોઢો ભયંકર ઉછળે, ફેલ્યું ફરતું અંધાર!—પાય.

સઢ તૂટ્યા ને સ્તંભો ઉખડ્યા,.નથી કંઇએ આધાર;
ડુબાવવાને દોડતાં, મારે મોજાં બહુ માર!—પાય.
ષડ્-રિપુઓ મળી સામટા, થયા હણવા તૈયાર;
મોહ હલાહલ સીંચતો, ઘોંચે ભાલાની ધાર!—પાય.

કામ કટાર ધરી ઉભો, મદ મારાનો અવતાર;
ક્રોધ કસાઇ ત્યાં કારમો, કરતો ભીષણ ઉચ્ચાર—પાય.
મત્સર, મદ અભિમાનનાં, છુટ્યાં તીરો અપાર;
ઘાયલ જીવડો આ તરફડે, નથી શાન્તિ લગાર—પાય.

એ ષડ્-રિપુના મારથી, બન્યો છેક લાચાર;
"ત્રાહિ ત્રાહિ" પોકારતો, આવ્યો તાતને દ્વાર—પાય.
દેહની હોડી આ ડોલતી, નથી દેખાતો પાર;
મરણાધિક દુઃખ ભોગવું, નથી અવર આધાર—પાય.

ઉગરવાનો ઉપાય કંઇ, બાકી નથી તલભાર!
વિશ્વ તણા કર્ણધાર છો, આપ કરજો ઉદ્ધાર—પાય.
ચરણશરણમાં રાખજો, કરૂણામૃતના ભંડાર!
વસંત-નૌકા સૂકાનને, કર ધરી વિશ્વાધાર!—પાય.

*



હમે સૌ હિન્દના યોગી, ધરીશું ધ્યાન ભારતનું !
ઉઠાવી ધર્મધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું !

M. Vadilal & Co., Ahmedabad

## અનલહક્ક અને અલખનાદ.

( ગઝલ. )

ભરી રસને રંગેરગમાં, હૃદય સહુનાં રીઝાવી જા;
  જીવન રેડી નવું જગમાં, જીવન જ્યોતિ જગાવી જા.
ભૂલી ભગવાનની ભીતિ, વિસારી ધર્મ ને નીતિ;
  ધરે જગ ઉલટી રીતિ, ગતિ ત્હેને લગાવી જા.

શ્રુતિનાં સંગ્રહી સૂત્રો, રચી કંઈ યોગનાં તંત્રો;
  લખીને પ્રેમના મંત્રો, અલખ લગની લગાવી જા.
રચી કર્ત્તવ્યની વેદી, વદીને વેદની વાણી;
  પુનિત ધૃત પ્રેમનું રેડી, ધ્વનિ મંત્રે ગજાવી જા.

શિખાઓ યજ્ઞની સળગી, ધુણી ઉર ત્યાગની ભડકી;
  અમલનાં ઇંધનો ખડકી, અલખધૂની ધખાવી જા.
સહુને રાખજે રાજી, બની તું તાહરો કાજી;
  રહ્યી છે હાથ તુજ બાજી, કનકવાને ચગાવી જા.

ગુમાવ્યું કિંમતી મોતી, જરૂર તે આજ લે ગોતી;
  પ્રકાશીને અલખ જ્યોતિ, જીવન તુજ ઝગમગાવી જા.
ભરીને લક્ષ્યના લોટા, શમાવી પાપ-પરપોટા!
  લગાવી જ્ઞાનના સોટા, ભયો સહુના ભગાવી જા.

વિષયમય ઘાસના પૂળા, પડયા ભૂમી ઉપર ખુલ્લા;
  ફુંકી ત્યાં મોતનો વાયુ, અનલ-તનખો ઝગાવી જા.
સુધારી ધર્મના ચીલા, બનાવી બંધનો ઢીલાં;
  અચળ જગ-પાપના કિલ્લા, ઉખેડી-ડગમગાવી જા.

રહયો છે તું ઘણા જન્મો, વિસારી ધર્મના મર્મો;
ધરી આજે નવા વર્મો, હસીને તું હસાવી જા.
ધરી મસ્તી ફકિરીની, લુંટી લીલા અમીરીની;
પીંછી લઈ સંત પ્રેમીની, જહાં સારી રંગાવી જા.

મરીને લાખ મોતોમાં, ઉઠીને દિવ્ય જ્યોતોમાં;
સ્વસત્તા લેશ ખોતો ના, અનલહક્કને ગજાવી જા.

*

## પ્રભુની પ્રેમજ્યોતિ.

( ગઝલ—કવ્વાલી. )

વિલોકી મોહની મૂર્તિ ! હૃદયમાં જે વિરાજે છે !
સકળમાં સ્નેહની સ્ફૂર્તિ ! શ્રીહરિના નાદ ગાજે છે !
જગતને વામ કરધારી, પ્રણય સર્વત્ર વિસ્તારી;
ઉઘાડી મોક્ષની બારી, અજબ એ શક્તિ સાજે છે !

જગત્‌ને જ્યોતિમાં જોડી, ખિલો પ્રભુપ્રેમને‌ા ખોડી;
પડદા સ્વાર્થના તોડી, અભેદાનંદ ગાજે છે !
કર્યોવિણુ સાધના 'ૐ'ની, જશે સહુ વ્યાધિઓ શાની ?
પરમસત્તા પ્રભુતાની, જીગર ઉદ્ધાર કાજે છે !

જગત્‌જ્યોતિ જલે જેની, ધરા ધૂની ધખે જેની;
ધરી સુરતા સદા તેની, અલખ રત્નો નિવાજે છે !
જગતની આંખ મીંચીને, હૃદયચક્ષુ ઉઘાડીને;
નિહાળી દિવ્ય લીલાને, હૃદયમાં દેવ રાજે છે !

*

## બ્રહ્માંડનો માંડવો-ગેબી વિશ્વરહસ્ય.

( તુરાની લાવણી અથવા ભજન. )

શૂન્યમાં ખડાં કર્યાં બ્રહ્માંડ ! માંડવો અજબ બનાવ્યોજી !
રચ્યાં કાંઈ અદ્ભુત માયા-કાંડ ! ઠાઠ આ ખડો બનાવ્યોજી !-માં૦
નિર્ગુણથી ગુણ પેદા કીધા, ઈચ્છાને આધાર !
નિરાકારમાંથી શા સર્જ્યાં, વિવિધ અનંતાકાર !
તમારી લીલાનો નથી પાર, કુશળ કારિગર સરજનહાર !
પ્રવૃત્તિ કરતા આપ અપાર ! અચળ સ્થાણુ છો વિશ્વાધાર !-માં૦
પહેલાં પોકળ ગગન રચ્યું, પછી સમીર કર્યો સંચાર !
વાયુથી અગ્નિ ઉપજાવી, અગ્નિથી જળધાર !
વારિથી પૃથ્વી ઉપજાવી, રચ્યો સકળ સંસાર !
જળચર, ભૂચર, ખેચર, વિરચ્યાં, પ્રાણી પારાવાર !
ઘટ ઘટ ખેલો જગદાધાર ! તમારી લીલાનો નહિ પાર !-માં૦
તેજ-ગોલકો રચ્યા ભેદવા, સૃષ્ટિનો અંધાર !
ન્હાનાં મ્હોટાં અગણિત કીધાં, ગ્રહ-નક્ષત્ર અપાર !
સૂર્યમંડલો રહે ઘૂમતાં, ઝરે તેજ અંબાર !
નિરાધાર દોરીમાં બાંધ્યાં, ખસે નહિ તલભાર !
પરસ્પર ખેંચતાણ કરનાર, ગુરૂત્વાકર્ષણને આધાર !
શેષ થઈ ઝીલો છો ભૂભાર, ચલાવી વિસ્મયકર વ્યાપાર !-માં૦
નિરાધાર પૃથિવી ઉભી છે, ગગને રમતી રાસ !
તારાગણ સાહેલી સાથે, ચંદા કરે વિલાસ !
હશે આ મિથ્યા કે સહુ સાચ ? ન પહોંચે વેદ જ્ઞાનની વાચ !
'નેતિ' નો કરમાં ધરીને કાચ ! નચાવી નવલો અદ્ભુત નાચ !

કળા કરી કેવી અપરંપાર! વસ્યા જળ સ્થળમાં સર્વાધાર!—માં૦
એક એક નરદેહ વિષે, વળી એક એક બ્રહ્માંડ!
પિંડે પિંડે નવી રચનાનું, રચ્યું અજબ કુભાંડ!
બગલમાં જીવ બાલકડાં સાથ, કરે તાંડવ ત્યાં માયારાંડ!
મોહ—મધુપાન વડે બેભાન, બન્યું છે ઘેલું મનડું દાંડ!
બંડ કરવા બનતું તૈયાર! હસીને સુણતાં એ સિતાર—માં૦
દશ ઇન્દ્રિય, એકાદશ હુંપદ, શરીર દુર્ગ સરદાર!
દશે દિશામાં દિપ્યાં કેવાં! વિચિત્ર ત્યાં દશ દ્વાર!
કરે છે ચોકી ચોકીદાર, બનીને આઠ પ્હોર હુશિયાર!
ભૂલતા ત્હેના શિર પર માર! નથી જ્યાં ઉધાર—ખાતા પાર!
રોકડો હિસાબ હરિ! કરનાર! ન્યાયમાં લાગે શાની વાર? !—માં૦
બંધુ આ બ્રહ્માંડ માંડવે, આવ્યા રમવા રાસ!
રાસ રચ્યો કર્તવ્ય—ધર્મનો, નથી અહિં ભોગ-વિલાસ!
પ્રેમ પરસ્પર પવિત્ર પ્રસરે, એવી ભરી સુવાસ!
હાથ ધરીને—સાહ્ય કરીને, સુધરાવો સહવાસ!
વીર! કરજો આ તત્વ—વિચાર! અંતરે ઝીલજો અમૃતધાર!
ભરીને રેડી સુધારસ—ધાર, કરો અહિં દિવ્ય જીવન સંચાર!—માં૦
સપ્ત તાર સમતાના સાંધ્યા, સુરતાનો સીતાર!
રોમ રોમમાં રણકા ઉઠ્યા, "હરિ! હરિ! જગકર્તાર!"
*મણિ, +મોતી, ÷હીરાકણિયોનો, મ્હડયો સરસ શણગાર!
વસંત ખિલી અવનિતલમાં, સફળ થયો અવતાર!
કરે છે નાથ નામ ઉચ્ચાર, ભરે ઉર ભક્તિ રસ ભંડાર!
સારમાં સાર એજ સંસાર, સંચર્યો સ્વામિન્! હૃદયાધાર!—માં૦

---

* દયા + ક્ષમા. ÷ આત્મભોગ.

## મ્હારી વ્યાપકતા.

( ગઝલ—કવ્વાલી. )

ચરાચરમાં ભર્યો છું હું, બધો સંસાર મ્હારો છે;
થરેથર પાથર્યો છું હું, બધો વિસ્તાર મ્હારો છે.

પવનની મંદ લહેરોમાં, વહું સૌગંધરૂપે હું;
નચાવું ચેતનાવૃક્ષો, જગત્-સંસાર મ્હારો છે.
ખિલું હું પુષ્પ થઈ વૃક્ષે, વસું હું માતની કુક્ષે;
લખું હું લાખને લક્ષે, બધે અધિકાર મ્હારો છે.

ગજાવી મેઘમાળાને, ડગાવી ગિરિશાળાને;
જગત્ સૂતું જગવવાને, આ[illegible] ટંકાર મ્હારો છે.
રચું ઉંચા ઉભા પ્હાડો, ઉગાડું પુષ્પ-ફળ-ઝાડો;
બનાવું રાત ને દહાડો, બધો ચમત્કાર મ્હારો છે.

ઘૂમે છે સૂર્યમંડલ આ, હજારો મંડળો તેવાં;
ધરાને શેષ ધારે જ્યાં, તહિં આધાર મ્હારો છે.
ઉદયના મંત્ર ફૂંકીને, રચું છું સૃષ્ટિઓ લાખો;
કરૂં પાછો પ્રલય ત્હેનો, અજબ વ્યાપાર મ્હારો છે.

બની હું પાદશાહ પોતે, પ્રજા સરજું છું પોતાને !
જમાવું જાત પર સત્તા, જગત્ દરબાર મ્હારો છે.
બનું ગોરો અને કાળો ! બનું ભોળો અને ભાલો !
બનેવી ને બનું સાળો ! બધો વ્યવહાર મ્હારો છે.

બનાવી વીજના સંચા, ચલાવે લોક સંદેશા;
બધી એ બેટરીને સાંધનારો, તાર મ્હારો છે.

અવી ઉરભેદી આલાપો, નિવારૂં તમના તાપો;
અગમગમ ભાખનારો એ, અલખ સીતાર મ્હારો છે.

બની ગજરાજ ગાજું છું, બની મૃગ અગ્ર ભાગું છું !
જીવન-મૃત્યુ બનું છું હું, છરો બેધાર મ્હારો છે.
રજત, સોનું અને રત્નો, રચ્યાં કોટી કરી યત્નો !
કુબેરે સાચવ્યો છે એ, અલખ ભંડાર મ્હારો છે.

બનીને રામ કે વામન, થયો હું ભક્ત ભયભંજન;
નિરંજન નંદ-નંદન કૃષ્ણ, પણ અવતાર મ્હારો છે.
પ્રકાશું ચંદ્ર થઈ જગને, અજાળું સૂર્ય થઈ નભને;
રસું રકતે રગેરગને, બધામાં પ્યાર મ્હારો છે.

બનાવી સમ લોકોને, વિદારી દુઃખ શોકોને;
રચું લીલા વિલોકોને ! વિવિધ સંસ્કાર મ્હારો છે.
ઉગ્યો હું વૃક્ષ પાંદડીએ, હસ્યો હું પુષ્પની કળીએ;
વસ્યો ભૂમિ-ગગન-દરિયે, વસંતાગાર મ્હારો છે.

*

## મ્હારૂં ગેબી સ્વરૂપ.

( ગઝલ—કવ્વાલી. )

સુણે નહિ ભાવથી કોઇયે, નવાં વાકયો કહું છું હું;
નથી 'હું' તે 'તમે તોયે, 'ત્હમે' તે 'હું' ન હું છું હું !
તરંગો ઉઠતા જળમાં, શમી જાતા પ્રતિપળમાં;
ઉદય-લયના મહાલયમાં, બધે સત્તા ગ્રહું છું હું !

વસું હું મેહનીપુરમાં, ચતુર ને મૂર્ખના ઉરમાં;
અનુભવ ઉઠતા સુરમાં, ગણી તે સંગ્રહું છું હું !
અજબ મસ્તી હમારી છે, બધા રંગોથી ન્યારી છે !
છતાં અંગો વધારીને, નવા રંગો ચહું છું હું !
રૂદન ને હાસ્ય દુનિયાનાં, સુખો દુઃખો ઘડયાં જગનાં !
સુણીને એ વિવધ વાજાં, સદાયે મસ્ત રહું છું હું !
હસે તે જોઇને હસતો, રડે ત્યાંથી રડી ખસતો !
રૂદન ને હાસ્યમાં વસતો, વહેતામાં વહું છું હું !
ઉપાધિ, આધિ ને વ્યાધિ, ત્રિપુટીતંત્રને સાંધી;
જગત્‌ને દોરીએ બાંધી, બધી વ્યાધિ દહું છું હું !
જગત્ જેને કહે વ્યાધિ, અમારે એજ *ઉપાધિ;
અનાદિસૂત્રને સાંધી, નવી યાદી લખું છું હું !
લગાવી મોહનો ધોકો, પડાવું વિશ્વને પોકો !
રડે જ્યાં રાંકડા લોકો, ખુશીથી ત્યાં હસું છું હું !
ઉડીને વાયુની લહેરે, હવા બ્રહ્માંડને ઘેરે;
વિકલ્પો વિશ્વમાં વેરે, હમેશાં ત્યાં વસું છું હું !
નથી હું દેહ કે દુનિયાં, છતાંયે હું નથી શામાં ?
ઉછળતો સપ્ત-લોકોના, તરંગોમાં વહું છું હું !
ઉભો શિર રાખી આકાશે, જડયા પાતાળમાં ચરણો !
ધર્યાં ત્રણુલોકને ઉદરે, નથી તોયે બધે છું હું !

* Attributes=વિશેષણ.

## અક્ષરરસનો મસ્ત પ્યાલો !

પદ અથવા સોરઠ.

પ્યાલો મ્હારો અક્ષરરસનો ભરપૂર ! પીઓ ઉર ભરી ભરીરે !
અનોપ્રિયે !મતવાલા ચકચુર ! રહે ચિત્ત ઠરી ઠરીરે ! ટેક.

પીતાં અજરામરપદ પામ્યા, જુગજુગનાં દુઃખ બંધન વામ્યાં;
મોક્ષ સદન ઘન જામ્યાં, ભવ ગયા તરી તરીરે ! પ્યાલો.
સુરતા શબ્દની દોરી પકડતાં, ષડ્રિપુ સાથે રણમાં લડતાં,–
ચ્હડતાં–આખડતાં, જ્યોતિ ઉર ઉતરીરે ! પ્યાલો.

શાસ્ત્રવચન સિદ્ધાંત શ્રુતિના, ધ્યાન ધારણા ધર્મધૃતિના;
વાણી વીણા સદ્‌વૃત્તિને વરી વરીરે ! પ્યાલો.
સદ્‌ગુરૂ શબ્દતણાં શર સાંધી, મુક્ત નિશાને દ્રષ્ટિ બાંધી,–
દાવ ફેંકવા ભાવ ધરીને ફરી ફરીરે ! પ્યાલો.

લલુતા છોડી છે તન–જનની, મમતા દોરી તોડી મનની;
માનવજન્મની સહજ સફળતા કરી ખરીરે ! પ્યાલો.
ભક્તિમાર્ગ ભલો મન ભાવે, જ્ઞાન–રવિ ઉર કમળ ખિલાવે;
ચક્ર ઘુમાવે ધરા–ધરી કર ધરી ધરીરે ! પ્યાલો.

સૌખ્ય તરંગો ઉરમાં ઉછળે, પ્રબળ પૂર્વનાં પાપો પ્રજળે !
ત્રિવિધતાપનાં ભાન, ગયાં સહુ વિસ્મરીરે ! પ્યાલો.
વસંત સદ્‌ગુરૂ નાથ પ્રતાપે, અક્ષરપદ પામ્યો હું આપે !
સ્વરૂપમાં નિજ લક્ષ સમાધિ સરી સરીરે ! પ્યાલો.

*

## મનોવિજયનો મહિમા.

( ભજન–પદની લય. )

વીરનર અમરપદને વરે, જે કોઇ મનને વશ કરેઃ–જે કોઇ.

મન અમર જીવન અપાવે, મન જીવનને હરે;
મન ચ્હડાવે શિખર ઉપર, ખીણમાં મન ધરેઃ–જે કોઇ.
મન ભૂમિતલ ચીરીને, પાતાલમાં ઉતરે !
પવન સરખું વેગી મનડું, સ્વર્ગપથ સંચરેઃ–જે કોઇ.

સ્વચ્છંદી મનપશુ વિષયનું, મલિન ઓખર કરે;
સંયમી મનદેવતા, સર્વાંગ ઓજસ ભરેઃ–જે કોઇ.
અંકુશે ગજ સજ્જ થઈને, વિજય રણમાં કરે;
નિરંકુશ માતંગ મનડું, ભૂત ભમતું ફરેઃ–જે કોઇ.

મન વિજેતા ધ્રુવ સરિખી, અચળ પદવી ધરે;
યુગ–યુગાન્તર પ્રલય પ્રસરે, તોય પગ નવ સરેઃ–જે કોઇ.
શંકરનો વર પામનારો, હિરણ્યકશિપુ મુઓ;
પણ દશ સહસ્ર નૃસિંહ આવે, તોય ન માર્યો મરેઃ–જે કોઇ.

વીસભુજ દશશિષ રાવણ રામચંદ્રે હણ્યો;
લક્ષ રામ મળે કદાપિ (તોય) મનોજીત ન મરેઃ–જે કોઇ.
નયનઝલકે વિજય વરીને, શત્રુનો જય કરે;
વિષ્ણુ, શિવ ને વિરંચી સરિખા, વરદ કર શિર ધરેઃ–જે કોઇ.

ચિંતવે તે સહજ પામે, સૃષ્ટિ સેવા કરે;
હાથ જોડી રિદ્ધિ–સિદ્ધિ, હાજરી ત્યાં ભરે !–જે કોઇ.

પગ ધરે ત્યાં સકળ જનનાં, સતત મંગળ કરે;
સૌમ્ય શીતળ મુખ નિહાળી, હૃદય સૌનાં ઠરે !–જે કોઇ.

તેજ–ઓજસ્–ભેદી ત્રિભુવન, વિભુચરણમાં સરે;
પ્રબળ પગલે ધરતી ધ્રૂજે, નમન સુરનર કરે !–જે કોઇ.
મનોવશ કરનાર મુનિવર, વિશ્વને વશ કરે;
આત્મદેશ ગજાવી, એ દિગ્વિજયી બની વિચરેઃ–જે કોઇ.

મનવડે છે મોક્ષ–બંધન, દુઃખ–સુખ મનવડે;
રાયને મન રંક કરીને, રંક રાજ્યે ધરે–જે કોઇ.
ચહે જો કલ્યાણ જીવડા ! વાત ઉરમાં ધરે;
મન–વિજયનો મંત્ર ભણીને, તાપ ત્રિવિધિ હરેઃ–જે કોઇ.

*

## એકરસ આત્મસત્તા.

( ગઝલ–કવ્વાલી. )

નથી કંઇ ભેદ ઉદ્દેશે, નથી કંઈ ભેદ જ્યાં લેશે !
જણાયે ભેદ તે દેશે, ભર્યો છે સર્વમાં સરખો.

નથી એ ભિન્ન કાળામાં, ન જૂદો એ રૂપાળામાં;
જગતનાં બાળ–બાળામાં, વસ્યો એ સર્વમાં સરખો.
નિદર્શન–યોગ–ભક્તિમાં, પુરાણો ધર્મઉક્તિમાં;
વિવિધ વેદાન્ત યુક્તિમાં, ઠર્યો છે સર્વમાં સરખો.

નથી જૂદો ઉપાદાને, નથી કંઇ ભિન્ન વિજ્ઞાને;
બધાંએ જેમને માને, ઝર્યો એ સર્વમાં સરખો.

દયા, સ્નેહે અને ભાવે, હૃદય, દેહે અને દાવે;
જુદા એ હોય દેખાવે, છતાં છે સર્વમાં સરખો.

ઘડયા છે એક માટીથી, ઘડા આ પ્રેમપાટીથી;
ન રોટી ભિન્ન બાટીથી, ધર્યો છે સર્વમાં સરખો.
રહે છે રક્ત જે રાતું, બધાંની નાડમાં વહેતું;
જીવનરસ રેડતો ત્યાં તું, રહ્યો છે સર્વમાં સરખો.

ભલે જૂદા બહુમત હો, વિવિધ કંઈ ધર્મના પથ હો;
ઝરો સુખરૂપ આત્માનો, વહ્યો છે સર્વમાં સરખો.
જૂદા દિવસો અને રાતો, જૂદી–જૂદી ખરી વાતો;
સમય ત્યાં એક સંધાતો, સર્યો છે સર્વમાં સરખો.

ઘડેલા ઘાટ સોનીના, ભલે કંઈ લાખ જૂદા હો;
હમારો બ્રહ્મ સોનાનો, વસ્યો છે સર્વમાં સરખો.
હમારૂં લક્ષબિંદુ તું, હમારો આત્મબંધુ તું;
હમારો શાન્તિસિંધુ તું, કહ્યો છે સર્વમાં સરખો.

ચ્હડે કોઈ અગ્નિરથમાં કે, ઉડે વિમાનની પાંખે;
સ્ટિમર કે અશ્વનો રસ્તો, રહ્યો છે સર્વમાં સરખો.
ભલે જેને રૂચે જેવાં, કરે આભૂષણો તેવાં;
હમારો બ્રહ્મનો હીરો, રસ્યો છે સર્વમાં સરખો.

# અગમનિગમની વાણી.

( એક તારાનું ભજન. )

જ્ઞાનનો મારગ લેજો જાણી, ત્હમે વીરા મારા !
શાસ્ત્રોના સારને પ્રમાણી !

મન ભાવ્યાં શાં ભોજન કીધાં, સ્હામે પીરસ્યાં ભાણું;
સ્વાદ ન ચાખ્યો, ભૂખ ન ભાગી, ખોયાં તે ખર્ચ્યાં નાણું !
એતો અંધાની ઉજાણીરે-જ્ઞાનનો.

નદિ કિનારે આસન માંડ્યું, તોય તરસ નહિ ટાળી !
કાં તો સરિતા સૂકી-લૂખી, કાં તો અક્કલ બાળી;
શું તૃષા ન ટાળે પાણીરે ?-જ્ઞાનનો.

ભાવ ધરીને ભક્તિ કીધી, તોય ક્ષુધા નવ ભાગી !
સુખનાં સ્વપ્નાં દૂર રહ્યાં ને, આગ હૃદયમાં જાગી !
આતે કેવી વિપરીત વાણીરે ?-જ્ઞાનનો.

પરવસ્તુ ધંધામાં ધાયો, ઘરનાં ધન પણ ખોયાં !
દેશદ્રોહનો નફો મેળવ્યો, વિષનાં બીજો બોયાં.
આતે કેવી કરી કમાણીરે ? !-જ્ઞાનનો.

સદ્‌ગુરૂ સેવ્યા, સિદ્ધિ ન મળી, સુધરી નહિ મુખ વાણી !
કાંતો ગુરૂજી જ્ઞાન વગરના, કાંતો ચેલામાં નહિ પાણી;
એતો ચાર પગાળાં પ્રાણીરે !-જ્ઞાનનો.

રાજાનું શિરછત્ર છતાંયે, પ્રજા રણે ડુબાણી;
રાજકાજનું શું ઠેકાણું, એ કર્મ વગરની કહાણી !
હાય ! એ ધણી છતાં લૂંટાણીરે-જ્ઞાનનો.

ગુરૂ મછંદર ! શિષ્ય ગોરખો, બૂટ કાનની તાણી;
પગની બૂટે શિર શોભાવ્યું ! અગમનિગમની વાણી !
સંતો ! જાણી ત્હેણે જાણીરે !–જ્ઞાનનો.

*

## પ્રભુપ્રેમની ઝાંખી.

( ગઝલ—કવ્વાલી. )

અરૂણની દેખતાં લાલી, તિમિર ઘન દૂર ન્હાસે છે;
ગુરૂચરણો લીધાં ઝાલી, સુખો સૌ ત્યાં વિકાસે છે.
પ્રભુના પ્રેમની પ્યાલી, ભરી ભક્તિરસે ઝાલી;
પીએ તે પ્રેમમાં મ્હાલી, પ્રભુરૂપે પ્રકાશે છે.

મીંચી આંખો ઉરઉતરતાં, પ્રીતમની ઝાંખી ઉર કરતાં;
પ્રભુના અંતરે ધરતાં, બધું પ્રભુરૂપ ભાસે છે.
જગત્ આ કાચનો તકતો, હૃદયના ભાવ દર્શાવે;
ધરો સંતોષ શાન્તિ તો, દુઃખો સઘળાં વિનાશે છે.

સુધરતાં ભાવ અંતરના, ટળે છે પાપ ઘરઘરનાં;
ઉઘાડી દ્વાર મંદિરનાં, પ્રભુ મૂર્ત્તિ પ્રકાશે છે.
હતો હું લોહસમ પાપી, ચરણ રજથી દુઃખો કાપી;
ગુરૂપદ પુણ્ય સ્પર્શેથી, હૃદય કાનન વિકાસે છે.

ત્રિવિધ તાપો નિવારીને, વિરૂદ્ધ વ્યાધિ વિદારીને;
જીવન સઘળું સુધારીને, ગુરૂ મૂર્ત્તિ બિરાજે છે.
દીધી છે અંધને આંખો, મળી પંગુલને પાંખો;
ફૂળી છે આમ્રને શાખો, કુસુમ કલિયો વિલાસે છે.

પ્રભુમય ભાસતી સૃષ્ટિ, ઝીલું આનંદની વૃષ્ટિ;
ઉઘાડી હૃદયની દ્રષ્ટિ, ગુરૂજી તમ વિનાશે છે.
ચરણુમાં અષ્ટ સિદ્ધિ છે, શરણુમાં સર્વ રિદ્ધિ છે;
હૃદયથી ભક્તિ લીધી છે, ભયો સહુ દૂર ભાસે છે.

ચરણુ રજમાં સદા રાખી, અમી છાંટો શિરે નાંખી;
પુનિત વચનો મુખે ભાખી, સુદિન સેવા સુહાવે છે;
જપું માળા હું માધવની, ટળી જવાળા હૃદય દવની;
મટી વ્યાધિ ભવેભવની, બધે આનંદ ભાસે છે.

પ્રભુજી એટલું યાચું, સદા શ્રી ચરણુમાં રાચું;
બનીને મસ્ત હું નાચું, પ્રભુજી મ્હારી પાસે છે.

*

## આતિશે ઈશ્ક.

(ગઝલ.)

ઉગે છે સૂર્ય થાવા અસ્ત ખીલે છે ફૂલો ખરવા;
હમે તો જાણી લીધું છે, હમે જન્મ્યા છીએ મરવા.
પતંગે મેળવ્યું છે દીપ, પર કુરબાન તન કરવા;
પછી તલવારની ધમકી, અને આ લાલ ડોળા શા ?

ફક્ત છે એકરોજી ચાહ, દિલમાં ચાહનારાની;
જહર એ ચાહને બદલે, પીવાડે ત્હોય ના પરવા.
તમે રોકો, તમે ટોકો, ઉઠાવો મોતનો ધોકો!
ભલે ઘેલા છતાં મુખ્તાર, ધાર્યું દિલ તણું કરવા.

લગાવી ઝેરના કાંટા, ભલે ભોળું જીગર વિંધો;
ખૂદાના છે કસમ ના, રાખશો બાકી કંઈ કરવા.
ગુજારો કંઇ સિતમગારી, પૂરીને કેદખાનામાં;
બધી આલમ હમારે કેદખાનું, શી પછી પરવા ?

કમાઇ ગર્ભમાં બેડી, હમે માશુકને માટે;
હવે બેડી હજારો હાથમાં હો, ત્હોય શી પરવા ?
ફરીશું પેરમાં બેડી, ગળે જંજીર પહેરીને;
શરમશું ? મીઠી માશુક ના, તમગા એ દિલે ધરવા.

ફરી બેડી, ફરી જંજીર, પ્હેરીને તોક સીના પર;
ન બદલે જ્યાં સુધી થઇ, ગુલછડી માશૂકના કરમાં.
બનીને ડોલ ચક્કરમાં, ભરીશું કર્મનાં પાણી;
ફરીશું બસ ફર્યા કરશું, પૂરો એ હોજને ભરવા.

ફરીશું ના કદી પાછા, મરીશું મોજથી જ્યારે;
લપેટીને ગળે મરશું, હમે માશુકના કરમાં.
ખુદા જો ખલકનો છે તો, ખુદા માશૂક છે મ્હારો;
ખુદા– માશુક માટે જાન, આ કુરબાન છે કરવા.

## વસંતની હોરી.

### હોરી.

આજ આઈ બસંતકી બારી,
સૃષ્ટિ સબ હુઇ ઉજિયારી:—આજ૦
સદ્‌ગુરૂ દેવ કૃપા કર દીના, દર્શન ચરનન પ્યાસી;
પ્યાસ બુઝાકર પ્રેમ વિકાસે, ભક્તિ હૃદયમેં ભાસી.
ચ્હડી સદ્‌ગુરૂકી સવારી:—આજ૦
પંચ જ્ઞાનેન્દ્રિય રંગ બનાકર, ભરી હૈ પ્રેમ પીચકારી;
સજ્જન પ્રેમી વૈષ્ણવજનકો, અંતરસે ભર મારી.
ખેલત હૈ નાથ વિહારી:—આજ૦
સાધન કાષ્ઠકી બની પીચકારી, સેવા જલમેં ઉતારી;
આત્મરામકા રંગ મિલાકે, ખેલત હોરી ગિરિધારી.
ઘટમેં ભઈ લીલા ભારી:—આજ૦
નવપલ્લવ પુષ્પિત કુદરતકી, ખીલ રહી પુલવાડી;
હૃદયકમલ સુખ સુરભિ પ્રસારત, પ્રેમઘટા ભઇ ધાડી.
ત્રિવિધ તાપ નિવારી:—આજ૦
શ્રીગુરૂ ચરનકમલ રજરેણુકી, ભર લી ગુલાલસેં ઝારી;
નાચત કૂદત મનુકુલ બાલક, કરમેં ગોવર્ધન ધારી.
પધારે શ્રી માધવ મુરારી:—આજ૦
શાસ્ત્ર વચનકે ફાગ ઉડત હૈ, વૃત્તિ ગોપી બલિહારી;
શ્રદ્ધા શાસ્ત્ર વિવિધ ધરી અંગે, ગાવે ગુણ ગિરીધારી.
કથા ભઇ આનંદકારી:—આજ૦

*

## વિશ્વ વૃન્દાવનમાં દોલલીલા.

( હોરી. )

ઉભી વૃષભાન કુમારી,
ભરી પચરંગ પીચકારી.

હર્ષ છટારસ રૂપ છવાતી, મુખમુદ્રા મલકાતી;
ચંદ્ર ઘટા નભ માંહિ છુપાતી, તેમ છુપાવતી છાતી.
બની શી અજબ બલિહારી–ઉભી.

પંચ વિષયના રંગ ભરીને, મોહનું નીર મિલાવી;
કર્મની દાંડી કરથી ખેંચી, ભુજદ્વય શરને ચલાવી.
લગાવી રહી ઘા કારી–ઉભી.

ગોપ તનુજ સહુ નાચે કૂદે, નાશી રહ્યા ભય ધારી;
નવરંગી નવ વસ્ત્ર ધર્યાં તે, સાચવવા નથી બારી.
'ના–ના' કહેતા પોકારી–ઉભી.

કૃષ્ણકનૈયો જાય છુપાતો, કાળી આંખ નચાવી !
એક છતાં બહુ રૂપ ધરીને, જાળ અનેરી બિછાવી;
બિચારી રાધાજી હારી–ઉભી.

રંગ ઉડે ને ગુલાલ છુટે છે, ગીત રહી લલકારી;
મોરલી વાજે કૃષ્ણની મીઠી, મોહ જમાવતી ભારી.
ઉભા દેવ સ્તવન ઉચ્ચારી–ઉભી.

કામ ક્રોધ મદ મોહને મત્સર, લોભની ચાલી સવારી;
ફાલ્ગુન ફાગ પોકારતી આજે, સૃષ્ટિ સાન વિસારી.
ચલાવતી કામ કટારી.–ઉભી.

વાતાવરણુ ભરાયું રજસૂથી, પૃથ્વી બની અંધિયારી;
અજ્ઞાન ધુળ ઉડી આંખોમાં, સૂજે ન સારી–નઠારી.
ઉગરવાની નથી કોઈ બારી–ઉભી.

માત યશોદા હાંફતી–કંપતી, બાળને હેતે બોલાવી;
છંદને ફંદ છોગાળાના મોટા, કેમ શકે આજ આવી ?
ચ્હડી છે જ્યાં રાજ સવારી–ઉભી.

રાધા ઘેલડી દોડતી પાછળ, આગળ કૃષ્ણુને ધારી;
આગળના પાછળ દેખાતા, લાલ લીલા વિસ્તારી.
કરે શું રાધા બિચારી ?–ઉભી.

હસતા રડતા અંધ આથડતા, ગોપ બાલકો ભારી;
રંગાતા શ્રીકૃષ્ણુને બદલે, લખી લલાટે લાચારી.
ગયા આજ હિંમત હારી !–ઉભી.

ઘટ ઘટમાં ગોવિંદ વસીને, ખેલી રહ્યા ગત ન્યારી;
કૃષ્ણુરૂપે સહુ ભાસે જગત ત્યાં, ભૂલી ભ્રમથી નારી.
રહી પરનરને મારી–ઉભી.

ગાન કર્યું આ ભાન ભૂલીને, ધ્યાન રમતમાં ધારી;
ખેલ અજબ આ બાજીગરનો, વાણી રહી વિસ્તારી.
પાર ન પામી એ નારી–ઉભી.

ફુલી ફાલી ખીલી રહી છે, વસંતની ફુલવાડી;
પ્રેમ પ્રવિત્ર ઝીલી રસભીની, સૃષ્ટિની સુંદર સાડી;
દીઠી આ અજબ પીચકારી !–ઉભી.

*

## અંતરની યાચના.

( ગઝલ—કવ્વાલી. )

તમે આધાર આશાના, જીગર જ્યોતિ અમર રાખો !
જડયા બંધો નિરાશાના, હવે તો કંઈ સબર રાખો !
ત્રિવિધના તાપની ધુણી, તપસ્વી તાપતા બેઠા;
કરો શું બેકદરદાની ? હવે તો કંઈ કદર રાખો !

બળીને આગમાં પોતે, હતું તે બાળતા બેઠા !
ઉરાડી ખાખ ઘર ઘરમાં ! હવે તો કંઈ સજર રાખો !
સહ્યા સોયા વહાવી ખુન, તેની કંઇ નથી પરવાહ !
ઘવાયેલાં જીગર જોઇ, હવે તો કંઇ ખબર રાખો !

કમળપૂજા ચ્હડાવીને, ચરણમાં પ્રાણ અર્પ્યા છે;
નિગળતા ખુનથી સર આ, હવે તો કંઇ જીગર રાખો !
તમારે કાજ દુનિયામાં, ઉઠાવી આફતો લાખો !
થયા બરબાદ બે બાજુ ! હવે તો કંઈ નજર રાખો !

રહે જળમાં કમળ તેવાં, હમે જગમાં રહી ન્યારા;
જલાવ્યું આ બદન યાદી, હવે તો કંઇ અમર રાખો !
થયા જીવતા મૂઆ જેવા, મરેલામાં વસી વાસા;
મર્યા આ દેહથી તેને, જીગરથી કંઇ અમર રાખો !

ગ્રહણથી સૂર્ય ઘેરાયો, પડયો અંધારનો છાંયો;
હમારી કષ્ટ રાત્રિમાં, હવે તો કંઈ કમર રાખો !
ઉઠાવી સ્થાન દુનિયાથી, મુસાફર માર્ગમાં વળતા !
જતાં તે સ્થાન છો જાતાં ! હવે તો આ સફર રાખો !

કદમ બોશી કરાવીને, થયા પાબંધ પર હાથે !
પડયા તે બંધ નહિ છુટે ! કદમમાં તો નફર રાખો !
સ્વીકારી સંતના શબ્દો, હૃદયમાં સાધના નાંખો !
કરી જે સાધના પહેલી, હવે તે કંઇ અમર રાખો !

*

## કુદરતની ઘટમાળ.

( ગઝલ—સદા—સંસારમાં—એ લય. )

રવિના અસ્ત વિના, ચંદ્ર ઉગનાર નથી;
કદી આપત્તિ સહ્યા વિણુ, ઉદય થનાર નથી !

પડે છે ગ્રીષ્મના તડકા, તપે પ્રચંડ ધરા;
એ પ્રખર તાપ વિના, મેઘ વરસનાર નથી !
સદા ફરતી રહે છે, છાંયડી સમા સમાની;
આજે વેઠયાં દુઃખો, કાલે ફરી મળનાર નથી !

થયું બુરૂં થશે ભલું, ક્રમે ઘટમાળ ફરે;
દિશા ને કાળ છે અનન્ત ત્યાં દરકાર નથી !
ભરે-ઠલવે વિધિ ઘડા, ભલે નસીબ તણા;
ભરાવું-ખાલી થવું, નિયમ એ ફરનાર નથી !

પડે તે સામટું પડજો, નથી પરવાહ હવે !
પડયું તે ઓછું થાય છે, ફરી પડનાર નથી !
ડૂબ્યા તળિએ નથી નીચું, એથી કંઈ સ્થાન હવે;
પડયા તે ઉઠશું નીચે, હવે જનાર નથી !

પડયાં જે આફતોનાં વજ્ર, તે સુખેથી સહ્યાં;
દુઃખોના ડામ વડે, દિલ કદી ડગનાર નથી !
સહ્યા છે જખમ અને, ડંખ ઝેરી સાપ તણા;
કીડીના ડંખથી પાછા, કદી હઠનાર નથી !

દશાના ઢંગ અને રંગને આધીન બધા !
આજે વેઠયાં અમે, કાલે તમે છુટનાર નથી !
ભલે જઇએ અમે આજે, તમે પણ કાલ જશો !
અહીં તો કોઇ અચળતા, કરી રહેનાર નથી !

ચડયા ચકડોળ ઉપર, તે સદા ફરતાજ ફરે !
જશે રાત્રિ પછી અંધાર, ત્યાં રહેનાર નથી !
રૂતુ ક્રમે ક્રમે ફરે, દશા પણ તેમ ફરે;
ફરે કિરતાર તેમાં, કોઇનો અધિકાર નથી !

*

## સનાતન ધર્મનો ડંકો.

(ગઝલ—કવ્વાલી.)

ગગન આનંદમાં ગાજે, પડે ડંકા સનાતનના;
વિજય વાજાં પ્રબળ વાજે, ચડે ડંકા સનાતનના !
નગારાં નોબતો વાજે, અવાજે લોક ત્રણ ગાજે;
શ્રુતિ સંગીત સાજે ગડગડે ડંકા સનાતનના !

ન્હડયા છે ભીમ કાયાથી, ન્હડયા છે દેવ છાયાથી;
જગતની મોહ માયાથી, લડે ડંકા સનાતનના !
ધ્વજા સત્ શાસ્ત્રની ફરકે, કુતર્કો કારમા અટકે;

વિધર્મો શુળીએ લટકે, લડે ડંકા સનાતનના !

ચડીને ચોપડે ચીઠે, પૂકારે જુઠ મુખ મીઠે;
કુટિલ પાખંડ મત પીઠે, પડે ડંકા સનાતનના !
મળ્યા રંગે ત્રિવર્ણોથી, છવાયા સૂર્ય કિરણોથી;
કુકર્મી રાક્ષસોથી આથડે ડંકા સનાતનના !

સમાધિ લક્ષમાં લાગી, ઝળકતી જ્યોત્સ્ના જાગી;
સુવીણા વેદની વાગી ! અડે ડંકા સનાતનના !
ત્રિભુવન કંપતા ત્રાડે, કુપથનાં મૂળ ઉપાડે;
અનીતિ માર્ગની આડે, નડે ડંકા સનાતનના !

પડયા પડઘા ઘરેઘરમાં, દિશાઓ ને દિગંતરમાં;
અનેરા ઘાટ અંતરમાં, ઘડે ડંકા સનાતનના !
સજ્યા છે સંપને ભાથે, મળ્યા છે બંધુઓ સાથે;
વિપથના ભૂત માથે, તડતડે ડંકા સનાતનના !

પુરાણે પ્રૌઢતા ગાઇ, પુરે છે પંડિતો ગ્વાહિ;
મતિના મ્યાન માંહી, ખડખડે ડંકા સનાતનના !
સ્વધર્મે સન્મતિ ગોતી, રહી છે દુર્ગતિ રોતી;
હૃદય–સૌને ઉદય મોતી, જડે ડંકા સનાતનના !

દયાના લોઢ ઉછળે છે, પ્રણયનાં દૂધ ઉકળે છે;
ત્રિવેણી ત્યાં મળે છે, ગડગડે ડંકા સનાતનના !
દુંદુભી દેવનાં વાગ્યાં ! સ્મરણ સદ્ભાગ્યનાં જાગ્યાં;
મતાંતરનાં મરણ માગ્યાં–પડે ડંકા સનાતનના !

## પિતાની યાચના.

( ભુજંગી. )

પિતાજી ! તમે છો સદા શાન્તિદાતા;
પિતાજી ! તમે સર્વના તાત-માતા.
પિતાજી ! વહો અંતરે જ્ઞાન ધારા;
પિતાજી ! દહો દુષ્ટ ભાવો નઠારા.

સાખી.

વન્દુ ચરણે પ્રેમથી, કરો સદા કલ્યાણ;
ધર્મ જગત્માં ભાવથી, વર્તાવો નિજ આણ.

માલિની.

વિમળ મતિ વધારી શ્રેયને પ્રેરનારા;
સુખદ મહદ ભાવોની વહો નિત્ય ધારા.
અચળ પદ ચહે છે બાળકો આપ ચરણે,
અગણિત સુખ દેવા ! આપજો સ્નેહ સ્મરણે.
ભવજળ નિધિ ગાજે ઘોર ઘુઘવાટ સાથે,
મરણ ભય ભમે છે, નિત્ય મસ્તિષ્ક માથે.
સબળ અકળ માયા મોહનું ચક્ર વીંઝે,
દિન નિશ બળતું આ દીનનું ઉર સીઝે.

હરિગીત.

કરૂણા કરી કેશવ કૃપા નિધિ, ભક્તિનું જળ છાંટજો:
આ મોહજાળ વિશાળ તોડી, માર્ગના દર્શક થજો.
ઉદ્ધાર કરજો આત્મ તત્વ, વિકાસ કરીને અંતરે;

જ્યાં દિવ્ય જ્ઞાન પ્રકાશ, કિરણો પ્રેમભીનાં અવતરે.
ગુરૂદેવની સેવા ભલી, સેવા ભલી આ વિશ્વની;
દુઃખીયા અને બહુ દીન જનની તેમ લોક સમાજની.
મિત્રો તણી, શત્રુ તણી, સ્નેહી અને પરજન તણી;
જ્યાં જ્યાં બને ત્યાં થાય સેવા એજ છે ઇચ્છા ઘણી.
પરમાર્થ–સેવા ધર્મ એ છે મંત્ર આ જીવન તણા;
પ્રભુ ! સફળ કરજો વસંતની, ઇચ્છા અને ઉર સાધના.

*

## સાહિત્ય સુંદરીને છેલ્લો સંદેશો.

( ગઝલ—કવ્વાલી. )

કર્યો આ જાન ! ત્હેં બેજાં, નિગાહે તીર મારીને !
  રસી શું કાપ એઇમાં ? મ્હને કૂવે ઉતારીને !
ભરીને ગ્રંથપ્યાલામાં, મ્હને ત્હેં ઇશ્કરસ પાયો !
  દિવાનો દીનને આજે, કર્યો ત્હેં શું વીચારીને ?

રસીલા વર્ણ–વર્ણનમાં, રસેલાં શબ્દબાણોથી,–
  કર્યો છે કત્લ કિંકરને, જીગરમાં શર ઉતારીને !
ધરીને વસ્ત્ર શોભીતાં, નવાં નવરંગ–રસભીનાં;
  નવી ઉલ્ફત ! ખુબી ! લીલા ! વધારે શી ખુમારીને !

અજબજ્યોતિ ઉરે જાગી, અલખ ત્હારી લગન લાગી !
  અભાગી કયાં શકે ભાગી ? પૂર્યો શીશે ઉતારીને !
ન સૂઝે કંઇ જવું કરવું, ન રૂચે કંઈ પીવું–ખાવું !
  ગમે સંગીત તુજ ગાવું, ગુણો ત્હારા ઉચ્ચારીને !

બન્યો અંધો, ભૂલ્યો ધંધો! છુટયો સંસારથી સાંધો!
જીગરમાં તારના બંધો, તૂટે દુનિયાં વિસારીને!
અજબ કંઈ ભાવ જાગ્યો છે, અનેરો રોગ લાગ્યો છે!
બતાવો વૈદ એવો જે, મટાડે દિલબિમારીને!

નથી રહેતી જીગરઘરમાં, ઝલાતી તું નથી કરમાં!
રીસાતી રંકથી શાને? પ્રિયે! પ્રીતિ વિસારીને?
જગત ડોલાવતું જાદુ, જગાવી વાક્યરચનામાં,-
છુપાતી ગ્રંથઘુંઘટડે, હમારાં સર ઉતારીને!

હૃદય-આકાશવાસી તું, ઉદાસી અલ્પજન્તુ હું,
થયું શું, ને થશે શું-શું? ધ્રુજુછું એ વિચારીને!
નથી શક્તિ રહી તનમાં, નથી વાંચ્છા રહી ધનમાં!
મઝા શી માનતી મનમાં, ફકિરોને તું મારીને?

ક્ષમા મહેબુબ! માગું છું, હવે તો પાય લાગું છું!
જવા દે, દૂર ઓ દેવી! હવે યારી વિસારીને!
ઘણો મ્હોટો ગુન્હો કીધો! અજાણ્યો માર્ગ મ્હેં લીધો!
હવે તું છોડ, દુઃખી-સીધો બિચારો દાસ ધારીને!

*

## આત્મયોગ પ્રભાવ.

( ભજન. )

અમે જોગીઓના બાળ, ગેરૂ ધરીને ધરાવીએ;
અમે કાળના મહાકાળ, આત્માની ધુની ધખાવીએ:-અમે.
કાળ જટામાં સૃષ્ટિ સરિતા, જાન્હવીને રૂપે વહાવીએરે:-અમે.

ત્રિકુટી મહેલ ગુરૂગમ ગિરિ શિખરે, અભેહાસન પર
ચડી મ્હાલીએરે:–અમે.

ત્રાટક સિદ્ધિ ધનંજય બિંદુમાં, દૃષ્ટિથી સૃષ્ટિ રચાવીએરે:–અમે.

સંસાર સ્મશાન કે શાન્તિ કિનારે,
સહુને એ સાધના શિખાવીએરે:–અમે.

ભગવામાં ભગવાન વસે છે તે–
બાળ પ્રમાણે બતાવીએરે:–અમે.

સુરતા શબ્દનું વિમાન બતાવી,
ત્રિલોકમાં વિહાર કરી આવીએરે:–અમે.

આંખડીમાં અંજન જ્ઞાન તણું આંજીએ,
અમૃત પીને પીવરાવીએરે:–અમે.

અમૃત બુટીથી અમર કરી કાયા,
જડ માંહી ચેતન મચાવીએરે:–અમે.

માધવ શ્રીગુરૂ પદ શિર સ્થાપી,
અખંડ રાસમાં સુહાવીએરે:–અમે.

ગ્રીષ્મ શિશિરનાં દર્દ હરીને,
નિત્ય 'વસંત' ને વધાવીએરે:–અમે.

## સાગરતીરે સંધ્યા.

( ગઝલ—કવ્વાલી. )

શી લાલીમાં વિલસી રહી, ઝીલી હૃદય સંકલ્પને !
ખીલી રહી સંધ્યા રસીલી, ઝીલી રસ સૌંદર્યને.
આ વિશ્વની નવલી ક્રિયા, પ્રતિબિંબ જળ ઉદરે ધરે;
સિંધુ તરંગો ઉછળી સૌંદર્યનાં ગાનો કરે.

શાખા પ્રશાખા વૃક્ષની ઘનછાંય કાયા પ્રસારતી;
દેવી પ્રકૃતિ જગબાળને ધરી અંકમાં ખેલાવતી.
વિલસી રહ્યા મધુરા સુરો કંઇ નાદ કોલાહલમર્યા;
ધ્વનિ ઉઠતા કંઇ કંઇ અનેરા, કંઇ ઠર્યા ને કંઇ સર્યા.

પહોળું કરી ઉર સિંધુ સૂતો, સ્નેહની છાયા સમે;
ઉર્મી હૃદયની પ્રેમભીની ઉછળે તે ઝીલતો,
બ્રહ્માંડના એ તાત જેવું વિશદ ઉર દર્શાવતો;
અગણિત ઉર્મી એકમાં એ અભેદમંત્ર સુણાવતો.

નભ છાંય આ ઘનશ્યામ સરખી કૃષ્ણવર્ણે દીપતી;
શી ભવ્યમૂર્ત્તિ કૃષ્ણની ! પ્રતિબિંબ જગનાં ઝીલતી.
છે નીલ નભમંડળ અને સુનીલ સિંધુતલ મળી;
એ નીલીમાના પટ વિષે કંઇ તારલાગણ મક્ષિકા.

ગુંજન કરી મધુ પ્રેમરૂપે, ચુમતા બ્રહ્માંડને;
આ સકળવાદ્ય શું વિશ્વનું કે પ્રકૃતિ નર્તન કાંડનું.
દીપ્તિ પ્રસારી પતંગ સરખા દીવડા શા ટમટમે !
અમ હૃદય જીવન દીવડાં એવાંજ જીવન ભોગવે.

ક્ષણુ કાચ એ દીપ્તિ છતાં પ્રાપ્તિ કરે પરમાર્થની;
બળીને હૃદયનાં સ્નેહથી શાન્તિ ભરે છે અન્યની.
આ અલ્પ જીવનદીપ પણુ એ રીત શુભ માર્ગે સરો;
ક્ષણુ ક્ષણુ જીવનરસ રેડીને, પરહૃદયની વ્યાધિ હરો.

*

## મસ્ત ભક્તના ઉદ્‌ગાર.

(ગઝલ—કવ્વાલી.)

ન કરતે ન કરતે હૈ, યુંહી કુચ્છ હોઈ જાતા હૈ;
ન રોતે ન રૂલાતે હૈ, યુંહી કુચ્છ હોઈ જાતા હૈ,

બને હે તૃપ્તિકો લે કે, યહાં પર તૃપ્તિ કે દાતા;
અતૃપ્તિકા ધૂંવા આગે, બીજાકો બોહી જાતા હૈ.
નહિ હૈ સ્નેહકા સાબૂન, નહિ હૈ મેલકે કપડે;
વહાં ભી આપ બન ધોબી, મેલોહી ધોહી જાતા હૈ.

જગતા હૈ જગાતા હૈ, યે જ્યોતિ જગમગાતા હૈ;
ન હોગા ભાગ્યમેં જિસકા વોહી તો સોઈ જાતા હૈ.
ન ડરતે ન ડરતે હૈ, અમરપદ પર બિઠાતે હૈ;
નહિ કરની હય જો કિસ્મતકી, સબી કુચ્છ સોઇ જાતા હૈ.

કિસ્મતકો ખિલાતે હૈ, સિતમગારી હઠાતે હૈ;
લગે ગુરૂચરન પર આકે, તો પ્રભુપદ જોહી જાતે હૈ.
ગ્રીષ્મકી જલા ધુની, જડતા હું પુનિત ચૂની;
બહાકે બહાર દુનિયાંમેં, આંસુ લોહી જાતા હૈ.

*

## નવવર્ષાભિષેક.

પ્રિય હૃદયધન !

રંકહૃદયની આ સ્વલ્પ પુષ્પમાલિકા સ્વીકારશો કે ?

( ગઝલ—કવ્વાલી. )

ઉગી નવ વર્ષ રસબાળા, ઉદિત રવિ સાથ આવે છે !
નવી ખિલતી કિરણમાળા, સુખદ સંદેશ કહાવે છે !
ધરી રસ તેજ–ગુણ–ભૂષા, કિશોરી લાડિલી ઉષા;
શિરીષ મણિ મંજરી શિર્ષો, સુમનના થાળ લાવે છે.
વહેતાં પ્રેમમય ઝરણો, સ્ફુરે ઉર સ્નેહીનાં સ્મરણો;
ચમકતાં જ્યોતિમય કિરણો, સુહૃદય–ભુવનો દીપાવે છે.

નવા વર્ષે નવા હર્ષે, ઉગ્યા રવિ જ્ઞાન–ઉત્કર્ષે:
પુનિત પ્રભુતા પ્રણય વર્ષે ! કનક–ઝુલે ઝુલાવે છે.
ખિલ્યાં સુરભિ ભીનાં પુલડાં, હસ્યાં મધુરાં સુંદર મુખડાં !
ટળ્યાં દિલ–દર્દ–દુઃખ ઉંડાં, વિમલ શાન્તિ સુહાવે છે

ગગન આનંદથી ગાજે, જીવન પ્રભુ રંગભર રાજે;
અનિલ કરૂણા કરી આજે, સુધાલહરી વહાવે છે.
સુખી રહેજો–અમર રહેજો ! નવા રસ લ્હાવ ઉર લેજો;
દયામય ! દાન કંઈ દેજો, કિંકર નિજ શિર ઝુકાવે છે.

## કર્મમાર્ગના ઉતાવળા પ્રવાસીને ઉપાલંભ.

( રાગ ધીરાના પદનો. )

ધીરા મ્હારા વિરારે, ન ચાલો ઉંધી વાટમાં હોજી;
ફેંકી રૂડા હીરારે, કંકર ના વીણો ઘાટમાં હોજી.

ભવસાગર આ ઘુઘવે, માયા જળનું જોર;
ગુરૂપદ નૌકા ના મળે, મિથ્યા શોર બકોર.
સાચું શરણું છોડીરે, શાને પડતા પછાટમાં હોજી ?–ધીરા.

મિથ્યા છે તન–ધન બધાં, સાચું શ્રીહરિ નામ;
આખર જાવું એકલા, કોઇ નહિ આવે કામ.
શું કરતા દોડાદોડીરે, પાપ પ્રપંચની પાટમાં હોજી ?–ધીરા.

ભક્તિ સઢ સોહામણો, ધ્યાન ધારણા સ્તંભ;
સુકાન સોંપો સ્નેહને, તજી અભીમાન ને દંભ.
કામ ક્રોધ જેવારે, લુંટારા બહુ વાટમાં હોજી:–ધીરા.

શ્રદ્ધા નાવ વિષે ચ્હડો, ઉતરશો ભવ પાર;
કર્મ સોગઠી મારતાં, નહિ કંઈ થાય ઉદ્ધાર.
પળમાં હારી જાશોરે, ચતુરંગી ચોપાટમાં હોજી:–ધીરા.

કરવું કરવું શું કરે ? કરનારા નર કોઇ;
કર્તા ધારે કર્મને, જગ સઘળું રહે જોઇ.
રોઈને રહે છે રે, શઠ જન સૂતા રાતમાં હોજી:–ધીરા.

ઉલટી ગતિ આ વિશ્વની, સાચું શું સમજાય ?
મિથ્યા નાટક જાળમાં, શું શું નહિ ભજવાય ?
સ્વપ્નું ઉડી જાશેરે, સૂતો છે શું ખાટમાં હોજી:–ધીરા.

વ્યાસ વસિષ્ઠ વહી ગયા, જ્ઞાની ગુણ ગંભીર;
કર્ણ પાર્થ પણ ના રહ્યા, જેનાં મોઢાં તીર.
ભક્તિરસ છોડીરે, કર્મનો કચરો ચાટમાં હોજી:-ધીરા.

પરાગ પ્રેમ ન સાંપડે, ત્યાં સુધી કરી ગુંજાર;
ભક્તિરસ ભોગી ભ્રમર, ભટકે ભવ મોઝાર.
સુવર્ણ સાચું છોડીરે, માથું કુટે કાટમાં હોજી:-ધીર..

જ્યાં સુધી ગુરૂગમ ના મળે, ત્યાં સુધી કર્મ પુકાર;
ભક્તિરસ ઉરમાં ઠરે, તો સ્વપ્ને નથી સંસાર.
શ્રીમાધવગુરૂના ચરણોરે, જડી લે હૃદય કપાટમાં હોજી:-ધીરા.

જગમાં શ્રીહરિ જાગતા, કરતા સહુનાં કામ;
'કરૂં કરૂં' કરી શું મરે? લે ચરણે આરામ.
મારૂં મારૂં કરતીરે, વસંત વ્હેશે વાટમાં હોજી:-ધીરા.

*

## દોરંગી દુનિયાનાં પોકળ પડઘમ!

### લાવણી અથવા બેત.

ભવસાગરનાં મોજાં પર, ભડકા ભૂત તણા બહુ જાગે છે!
દુનિયામાં પોકળ ભપકાનાં, કંઇ ઢોલ-નગારાં વાગે છે!-દુનિ૦

### વેપારીઓનું પડઘમ.

વેપાર કરે બહુ વેપારી, હદપાર બતાવે હુશિયારી!
નામાં લખતાં ધારી ધારી! ધરી હાથ કટારી બે ધારી!
વિશ્વાસુને ઉર ઉતારી કરતા ઘા કારી-બહુ ભારી!

ગોદો લાગે જ્યાં ગરદનમાં, ત્યાં 'હાય !' પોકારે છે હારી !
એ બંધ બજારે સોદા છે ! ત્યાં સૂતા છે–કોઇ જાગે છે !–દુનિ૦

ખિસ્સામાં ખખ્ખીના વાંધા ખોટી શેઠાઈ બતાવે છે !
ચાકર–નોકર–પેઢી–રાખી, ભોળા જનને ભરમાવે છે !
હાંલ્લાં ઘરમાં હડીઓ કઢાડે, પણુ મુંછે તાલ લગાવે છે !
સટ્ટા–સોદા ને વેપારે બહુ જૂઠા જંગ જગાવે છે !
લાગે ગેબી જ્યાં ગોળો ત્યાં, પાછી પીઠે ભઇ ભાગે છે !–દુનિ૦

## લડાઇનું પડઘમ.

મેદાન ગજાવે વીરતાથી, કર તીર અને ખંજર ધારી !
તોપો સામે ધરતા સીના ! બહાદુર બની બહુ બળ ધારી,
એ ધર્મયુદ્ધનાં બ્હાનામાં, લાખો બાંધવડાંને મારી,
વીંઝે છે ગોળા ગેબી ત્યાં પહોળાં મ્હોડાં કરતા હારી !
હીસાબ ચૂકવવા કરણીના, આ લોક આખરે ત્યાગે છે !–દુનિ૦

## સંસારનું પડઘમ.

કોઈ વાત કરે મેલી–ગંદી ! કોઇ ખાય ખુએ તેજી મંદી !
કોઇ ફાવે ફેલ કરી ફંદી, કોઈ જાય વીરતાને વંદી !
કોઇ ઘોડાને આપે ચંદી ! કોઇ વિષયોમાં રમતા છંદી !
કોઈ નાચે થઇ બેગમ–બંદી ! કોઇ દંભ ધરી બનતા દંડી !
છાકટનાં છટકાંને કુદરત–ચાબુકના ફટકા લાગે છે !–દુનિ૦

કોઇ લૂટે છે–કોઈ વાવે છે ! કોઇને મિષ્ટાનો ભાવે છે !
કોઇ પાન–સોપારી ચાવે છે ! કોઇ ફિક્કાં મ્હોં દર્શાવે છે !
કોઇ મૃત માતને ધાવે છે ! કોઇ ફંદ–છંદમાં ફાવે છે !

કોઈ સુક્કા દમ અજમાવે છે! કોઈ બુદ્ધિબળ બતલાવે છે!
પણ આવે જ્યાં આંટી ઘુંટી, ત્યાં આડી વાટે ભાગે છે!-દુનિ૦

## અધિકારીનું પડઘમ.

ફુંફાડે ફાડે મ્હારોને, ધમકાવે થઈને અધિકારી!
ફરિયાદ ન સાંભળતા કાને કરી ચાર દિવસની સરદારી!
બહુ ઉંધી બુદ્ધિના બુટ્ટામાં, મરતા કરી "મ્હારી-ત્હારી"
ચીઠ્ઠી જ્યાં આવે ચાકરને, ત્યાં તુર્ત કરે છે તૈયારી!
કારી ચાલે નહિ ફરમીની હુંપદ-મમતાને ત્યાગે છે!-દુનિ૦

## પ્યારનું પડઘમ.

ગોઠવતા પ્યાર તણા પડદા! મેદાન પડી કરતા યારી!
ભરમાવે ભોળી ભામાને, કરી સાચી-ખોટી ફિરિયારી!
બહુબાગ બંગલામહોબ્બતના,ચણતા શબ્દોરચીનેભારી!
પીડા ને વ્રીડા વ્હાલીની, પતવે મ્હાનાં દઈ પરબારી!
જ્યાં પડે કસોટીની સોટી, ત્યાં પ્યાર પથારી માગે છે!-દુનિ૦

## પ્રેમદાનું પડઘમ.

અબળા કહેવાતી પ્રબળા ખર નરને નચવે નખરે નારી!
કો નાચે-કૂદે-ખેલે. થઈને મનહરનારી ગાનારી!
જાદુ આંજીને આંખડીએ. આશકને ઘા કરતી કારી!
જ્યાં નાડી બંધ પડે પળમાં, ત્યાં સરખી સૌ માઠી-સારી!
બહુ કૌવત દીઠાં કુદરતનાં! કંઈ કામ જામગિરી દાગે છે!-દુનિ૦

## કિસ્મતનું પડઘમ.

પળમાં ધનના ઢગલા ભારી, પળમાં ધુળને ઢગલે નારી!
ભિખારી કરતા સરદારી, કંઈ રાજા બનતા ભિખારી!

તાગડધિન્નાને તાલ-ટપ્પામાં ચાલી રહી 'મ્હારી-ત્હારી !'
તૂટે કિસ્મતની યારી, ત્યાં લાલાજી કરતા લાચારી !
અહિં રંક અને મહારાજાને, કુદરત સરખી અનુરાગે છે !-દુનિ૦

## અજબરંગી પડઘમ.

કોઈ જ્ઞાની ગાંજા ફૂંકે છે, કોઇ મોહ-મમત પર થુંકે છે !
કો શાન્ત સમાધિ ચુકે છે, કોઇ માયા-છાયા મૂકે છે !
કોઈ ભજન ભાવમાં ઝુકેછે! કોઇ ભાંડ-ભવાઈઓ ભૂંકેછે !
કોઇ નાટક-ચેટક-ખેલ-તમાસા, કરતા તડકે સૂકે છે !
કોઇ નાચે છે ! કોઈ નચવે છે ! કોઈ માગે છે ! કોઇ ત્યાગે છે !-દુનિ૦

ગાતા ગીતો સુર સાંધીને, ઉંચા આલાપો લલકારી !
કોઈ ઝાલ બજાવી-નાચીને વેશો બહુ ભજવે છે ભારી !
કોઇ ઈશ્વરથી કરતા યારી, માયા-મદ-મોહ-મમત મારી !
સત્યાચારી ! મિથ્યાચારી ! કોઇ પુણ્યે ! કોઈ પરાગે છે !-દુનિ૦

## દુનિયાનું ઉંધું પડઘમ.

બહુ ઉંધાં ચશ્મા ભેરવતા ! ધન-માલ-થાપણો ઓળવતા !
પાપી પગલે જગમાં ફરતા, નીતિ-નિયમોને પરહરતા !
કરમાં તુલસીમાલા ધરતા ! નિજ ધર્મ-કર્મને વિસરતા !
ખોટાં-સાચાં કરીને જગમાં, સાચાને ખોટા ઠેરવતા !
વિણુ મોતે મરતા-સરી જાતા, રડતા-રડવડતા ભાગે છે !-દુનિ૦

## વ્હાણીયાનું પડઘમ.

કોઇ વ્હાણુ ચલાવી દરિયામાં, લાખોના ડોળ કરે ભારી !
કોઈ ઝાઝ ડૂબાવી પોતાનાં, તળીએ ઉતરે સ્વેચ્છાચારી !

*કરવટ બદલે કાંટા અઠતાં! પડતા આખડતા ભયધારી!
પગવચ્ચે પૂંછડું ભેરવતાં, ભસ્તાં બહુ શ્વાન દુરાચારી!
બોજા અણુઘટતા ઉપાડી, કોઇ ઉંડા પાણી તાગે છે!–દુનિ૦

## કવિનું પડઘમ.

કવિતાની જોડીને કડીયો, કોઈ ચોરી ચોરી ચાંપે છે!
કોઇ લેખ લખીને આપે છે! કોઇ છાપે છે! કોઇ કાપે છે!
કોઇ સાચા–સીધા-વીરનરને, જર ને જશ દુનિયાં આપે છે!
કોઇ દોરી લાટો સાથે લઇને, રાત્રે વંજા માપે છે!
કોઇ કાગળ કરતા કાળા, કૂડા ભીખ આખરે માગે છે!

## કુદરતનું પડઘમ.

બહુ સુખિયાને બહુ દુખિયાછે કોઈને જશ કોઈને જૂતાછે!
કોઇ ધનદાતા, કોઇ જગભ્રાતા કોઇ લોભી, કોઇ ધનધુતાછે!
કોઈ સૂકા–લૂખા–ભૂખ્યા છે! કોઇ લીલાને રસવંતા છે!
કોઈ અંતર પડદા બાંધીને, માયા–મમતામાં સૂતા છે!
કોઇ પડદા પ્રેમે ચીરીને, પ્રભુજ્યોતિ જોવા જાગે છે!–દુનિ૦

## વસંતનું પડઘમ.

બહુ ઠાઠ કર્યા બહુ પાઠ ધર્યા બહુ લીધાં ને બહુ મેલ્યાં છે!
ચોપાટ ગોઠવી દુનિયાંની, સંબંધસોગઠાં ખેલ્યાં છે!
બહુ રાગ રંગના રગડામાં, મનતરંગ–શ્રીફળ પીલ્યાં છે!
ખુલ્લી આંખોને મીચીને, બહુ ઘાવ જીગરમાં ઝીલ્યા છે!
ઉનાળો આવે ધસમસતો, ત્યાં વસંત જન પરિત્યાગે છે!
નાટકતખ્તો આ જગનો જોતો, ઉંઘે છે કે જાગે છે?!–દુનિ૦

# પડદામાં છૂપાયેલા પ્રેમીને.

( ગઝલે-હક્કા. )

લીધી તમે શું વ્હાલા ! બાધા ન બોલવાની ?
દીધી મને નિરાશા, શું આંખ ચોળવાની ?
જોયા અનેક દેશો, લીધા અનેક વેશો;
કારી ન કાંઇ ફાવી, તુજ શક્તિ તોળવાની !

વાંચ્યાં અનેક શાસ્ત્રો, સેવ્યા અનેક સંતો;
કુંચી નથી જણાતી, તુજ દ્વાર ખોલવાની !
સુરમા અનેક આંજ્યા, લઇ જ્ઞાનની શલાકા,
દૃષ્ટિ ન તોય પામ્યા, તુજ રૂપ વિલોકવાની.

ધરી પ્રેમભાવ પ્યારા ! ચીર્યાં જીગર હમારાં;
આશા ન જાગી ઉરમાં, તુજ ભાવ ભાળવાની.
બહુ ન્યાય-દર્શનોની, ગલીઓ ફરી તપાસી;
યુક્તિ ના હાથ લાગી, તુજ દેશ પહોંચવાની.

જોવા જીગરથી આવ્યા, બોજા ઘણા ઉઠાવ્યા;
કારી ન કાંઇ ચાલી, પડદો ઉપાડવાની.
તલસ્યું છે નેનચાતક, જ્યોતિ નિહાળવાને;
પુણ્યો ન પાર પામ્યાં, પાંપણ ઉઘાડવાને.

'મ્હારી' અને 'ત્હમારી,' સુણી ગુંજ ન્યારી ન્યારી;
ઘડીએ છતાં ન આવી, બે બોલ બોલવાની.
મદમસ્ત પ્રેમપ્યાલી, આવ્યો હું હાથ ઝાલી;
દીઠી સદાય ખાલી ! ક્યાં આગ હોલવાની ?

*

## અલખની અકળહોળી.

વસંત અથવા પરજની ધૂનમાં.

અકળ છતાંયે કળ કેવી ચલાવી ?
અચલ છતાંયે ચલ સૃષ્ટિ બનાવી !
નિર્ગુણ છો કે સગુણ ત્હમે છો ?
યોગી, યતિ, જ્ઞાની, મુની શકે ન બતાવી !—અકળ.
અધર આકાશે ધરી, પ્રેમ પીચકારી;
સાતે રંગ પૂરી રાધા રાણીને ભીંજાવી—અકળ.
એક એક રંગે એક એક લોક ઉઠે !
સલુણીની સાડી સપ્તરંગમાં રંગાવી !—અકળ.
સંગ રહિત રહી સહુની સંગે;
જંગ જગાવી કેવી મસ્તી મચાવી !—અકળ.
એકનું અનેક થવું, એકમાં શમાવું;
એવી શી અજબ જાદુગિરી અજમાવી !—અકળ.
'હું'—'તું ભેદભાવે પૂર્યો ગેબી રંગ કેવા !
આપ ઉભા સ્હામે આજે આપને ભૂલાવી !—અકળ.
અલખ ! તમારી ચાવી હાથ ન આવી;
'નેતિ' 'નેતિ' કહી ડોક શ્રુતિએ નમાવી !—અકળ.
ઘર ઘર દીવા કરી રોશની પ્રસારી;
દીવાળી બતાવી પાછી હોળી સળગાવી !—અકળ.
જીવની બતી જલાવી જડદેહ માંહિ;
ચેતના બુઝાવી માટી માટીમાં મીલાવી !—અકળ.
વિદેશે દીવાળી ત્યારે અહીં તો દીવાળાં !
હિંદને નસીબે હવે હોળી માત ! આવી—અકળ.

હોળી તો હતી સદાની, નવી શીદ આવી ?
ઝાળને હોલાવી, લાવો દીવાળી બોલાવી ! –અકળ.
સાચા છે કે જુઠા રંગો, કંઇએ ન જાણું;
પાળીને બતાવો પ્રીત, બાણુને ઝૂકાવી !–અકળ.
ગળુ તાણું ગાઇ ગાણું, ગુણુને વખાણું !
વસંત સંગીતે રહ્યો ગગન ગજાવી !–અકળ.

*

## શ્રી ગૌરચરણ પ્રતાપ.

( ગઝલ–હુક્કા. )

શ્રી ગૌરનાં ચરણુમાં, સૌ સિદ્ધિ રહી સમાઇ;
નયણાં નમી નમીને, નિરખી રહ્યાં નિમાઈ !
જુઠી છે મોહ માયા, કીર્ત્તિ કનક ને કાયા;
સાચી છે એક જગમાં શ્રી ગૌરની સગાઇ:–શ્રી ગૌર.
ભક્તિ તણી પ્રભાથી, આ વિશ્વને પ્રકાશ્યું;
પ્રીતિની કેવી ઘેરી, છાયા રહી છવાઇ ?!–શ્રી ગૌર.
આંખેથી ધાર વહે છે, એ મૌન વાત કહે છે;
ડૂબી એ પાદ પદ્મ, મધુ ચૂસી લે અલિ લ્યઈ !–શ્રી ગૌર.
જગને સુબોધ દેવા, આવ્યા પ્રતાપી દેવા;
એ પ્રેમપાન લેવા, આવો સુસંત ધાઇ !–શ્રી ગૌર.
વૈરાગ્ય ભાવ જાગ્યો, ભવ ભાવ દાવ ભાગ્યો;
ઉભા શ્રીશેષ જેવા, બળ ભદ્ર ત્યાં નિતાઇ–શ્રી ગૌર.
ઝાંખી મને કરાવી, ઘેલી દીધી બનાવી;
ભવ ભાનને ભૂલાવી, ગિરિથી વધારી રાઇ !–શ્રી ગૌર.

# પ્રેમસુધાથી ગુરૂપાદ પ્રક્ષાલન.

( ગઝલ–કવ્વાલી. )

વહે છે પ્રેમનાં ઝરણો, પ્રભુ રઢને વહાવીશું;
પૂજી ગુરૂદેવનાં ચરણો, અમે ભક્તિ સુહાવીશું.
વહે જ્યાં જ્ઞાનની ધારા, ગુરૂ દર્શન થતાં ન્યારાં !
પ્રજાળી પાપના કયારા, હવે સેવા સધાવીશું.

ચરણરજ મોક્ષના મેવા, સુખો સૈ સાધતી સેવા;
અખંડાનંદને લેવા, ગુરૂપદ શિર ઝુકાવીશું.
વહાવી ભક્તિની લહેરો, જમાવી પ્રેમરસ ઘેરો;
લગાવી લક્ષનો ડેરો, સ્વધર્મે જંગ જગાવીશું.

રહીશું લીન શ્રીચરણે, અનન્યજ એકને શરણે;
દુઃખો દઈ પ્રેમને ઝરણે, હૃદયરંગે ઝુલાવીશું.
નિહાળ્યાં કૃષ્ણ અને રાધા, લીધી નિષ્કર્મની બાધા;
વિરોધો ને શમ્યા વાંધા, ભજનમાં મન લગાવીશું.

ગુરૂ છે દેવના દેવા, ગુરૂની શ્રેષ્ઠ છે સેવા;
ગુરૂપદ મોક્ષના મેવા, સકળ જગમાં લુંટાવીશું.
પ્રભુની જ્યોતિ જોવાને, જરા દુઃખ મૃત્યુ ખોવાને;
દુઃખીનાં અશ્રુ લ્હોવાને, જીવન સ્નેહે જગાવીશું.

લીધી છે પ્રેમની દીક્ષા, ગુરૂજીની સબળ શિક્ષા;
હમારી ભક્તિની ભિક્ષા, ઘરેઘરમાં ચલાવીશું.
સકળ આ વિશ્વને તારી, ભરીને પ્રેમની ઝારી;
સુધાધારા ઉરે ધારી, અમે અમૃત વ્હાવીશું.

*

## ભગવદ્ ભજન.

પદ-લાવણી. ]

જગતમાં જન્મ્યો તેજ પ્રમાણ,
ભજે જે ભાવ ધરી ભગવાન;
લગાવે ત્રિકમજીથી તાન,
ગજાવે ગગન કરી ગુણગાન.—જગતમાં૦

હરિપદ ધાયો તે જન ડાહ્યો,
સર્વ કમાયો સાર;
જગદાધાર જપે નિશિવાસર,
થાય સહજ ઉદ્ધાર—જગતમાં૦

ગગલ ભરેલા ભવસાગરનાં,
ભક્તિ સુધારસ ધાર;
પાન કરે તે અમર બને જન,
અહી શાસ્ત્રનો સાર.—જગતમાં૦

સારંગપાણી સેવો નિશદિન,
સુત વિત જુઠાં જાણુ;
મિથ્યા માયા મોહ મમત આ.
આખર નરકની ખાણુ.—જગતમાં૦

કરે જે ભક્તિરસનું પાન,
ધરે જે ધરણીધરનું ધ્યાન;
ખરે તે જન છે દેવ સમાન,
દેવ પણ તેને દેતા માન.—જગતમાં૦

સમાપ્ત.